અદ્દભુત ડિટેકટીવ નવલકથા.

# ચોકટનો એક્કો.

યાને

## કેદીની કરામત.

હિન્દી પરથી સુધારા વધારા સાથે




અનુવાદક અને પ્રયોજક

રમેશ એમ નાણાવટી



પ્રકાશક,

ગુજરાતી "સાહિત્યમંદિર"

ઠે૦ સલાબતપુરા-સુરત.





પ્રથમાવૃતિ. સને ૧૯૨૫. પ્રત ૨૦૦૦.



આમ ફટાણું દીવેલ પી ધેલા
જેવું મોઢું કરી બગાસાં
મારો છો વાંચો નીચેની
બુકો પછી જુઓ મઝા.

# અક્કલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

**ભાગ ૧ થી ૪**

મુલ્ય માત્ર દશ આના.

લખો,
નવચેતન પુસ્તકાલય.
બરાનપુરી ભાગોળ-સુરત.

# આ બુક માટે.



લગભગ બે અઢી વર્ષથી ગુજરાતીસાહિત્યમંદિરવાળા ભાઇ જેકીશનદાસ પટેલે છપાય છે. છપાવ છે! કરી ખબર આપી છેવટે આ બુક પ્રગટ કરી ગ્રાહકોના કરકમળમાં રજૂ કરે છે.

આ નામને લગતી આ પહેલાં આ નામની બીજી બુક બીજા પ્રકાશક તરફથી તૈયાર થઇ બહાર પડી ચુકી છતાંએ ગ્રાહકોને આપેલી ખબર મુજબ આ બુક છપાવવી કે નહિ એ વિચારના વમળમાં ગોથા ખાતા ભાઇ જેકીશનદાસે આતુરતાનર્યો સવાલ કર્યો કે—

## આ બુક માટે—

જોઇ!

મેટર જોઇ મેં એ ભાઇને કહી દીધું કે છપાવો! બીજી પ્રગટ થયલી બુક કરતાં આની વસ્તુ સંકલના કોઇ પ્રકારે ઉતરતી નથી. વસ્તુતા દરેક વાતે રીતસર ગોઠવાયલી અને આ જમાના ને પસંદગી પડતાં સાહિત્યમાં જરૂર વખણાશે! પણ ભાઇ **પટેલે** જણાવ્યું કે, **ભરથરી** માફક,

તેમાં તમારે શું! તમારી વસ્તુની વગર માંગે ખરી યા ખોટી પ્રસંશા થાય અથવા તેમ થવા કારણ મળે. એ એક રીતે તમારી બુકને મળતી વગર ખર્ચની જાહેર ખબર છે.

શું તમો તરફથી છેલ્લી પ્રગટ થયેલી ભરથરીની બુક માટેનાં ટાઢા પહોરના ગપાટાથી તમો ગભરાવ છો કે !

માટે ઓ ભલા માણુસ.

સાહિત્ય જેવાં માસીકે તમારી બુક માટે વગર માગે તમોને પોતાનો અભીપ્રાય આપ્યો અથવા તો તમારા હિત-શત્રુઓ જે જાહેરાત આપે છે તે મુજબ તમારી બુક પબ્લીક ઇન્સપેકટરાનની નજરમાં નીચે પાડાવા પ્રયત્ન તો થાય છે એમ તમો સાભળો છો. ભલા તેની તમોને શા માટે દરકાર. તમો જાણતા હશો કે —

પડ્યો જેને બુરો ચસ્કો, ફક્ત વાત કરવાનો,
ખરેખર ઓ સિતમગારો, ન અર્થ કાંઇ સરવાનો.

મુજબ ધંધાની હરીફાઇમા કદાચ કોઇ બુદ્ધીના ભંડારનો ઇજારો દાખવવા બે ને બે ચાર ને એક ને ત્રણ ચારના સરવાળામાં તફાવત દેખે વગર મુલ્યે વકીલાત કરી તમારા પબ્લીકેશનને આડકતરૂં ઉતેજન આપે. તેમાં તમારે મુઝાવવાનુ શુ ખરેખર આ તમારો,

## ચોકટનો એકકો.

નું મેટર હું જોઇ ગયો છું અને મને તો મારા અનુભવથી ઘણી પસંદ પડે છે અને હુ ખાત્રી રાખું છુ કે એના ટેસ્ટવાળી આલમ એને જરૂર વખાણશે અને તમારા કાર્યને ફતેહજ મળશે.

લી॰,
શા૦ ચુનીલાલ મગનલાલ બુકસેલર.

# ચોકટનો એક્કો.

## યાને

## કેદીની કરામત.

## પ્રકરણ ૧-લું.

### કમનસિબ કેદી ?

**ભગવાન** સવિતા નારાયણ આકાશમાં બિરાજમાન થયા હતા. મધ્યાન કાળનો સમયે દિનકર પોતાના પ્રખર કિરણોથી સમગ્ર પૃથ્વીને તપાવી રહ્યો હતો. સમુદ્રની સુવર્ણમય તરંગ માલાઓ પર પ્રભાકરના કિરણો નૃત્ય કરી મનમુદીત કરતા હતા. સમુદ્રના મધ્ય ભાગમાં જળપુષ્પ વિહીન એક ટાપુ આવ્યો હતો. ટુંકાણમાં આ ટાપુમાં જગતના સર્વે હરામખોર મનુષ્યોને તેમના કર્માનુસાર શિક્ષા કરી ગુન્હાનું પ્રાયશ્ચિત કરાવવાનુ એક સ્થાન છે, આદ્વીપમાં આખી દુનીયાના નરાધમો જેવા અન્ય કોઇ પૃથ્વીના કોઇ પણ ભાગમાં હોવાનો સંભવ હોતો નથી. આ દ્વીપ "ડેવિડ આઇલેન્ડ" યા "પિશાચ દ્વીપ" ના નામે સર્વત્ર ઓળખાય છે- આ ટાપુ ફ્રેંચ સરકારની હકુમતમાં છે. ફ્રાન્સના

સર્વ નરાધમોને દેશનિકાલની સજા કરી, અહીં રાખવામાં આવે છે, જે નરપિશાચો ખૂન, રાજ્યદ્રોહ, દેશદ્રોહ ઇત્યાદી ભયંકર ગુન્હાઓથી હાની કરવામાં આવે છે. એ સર્વની પ્રણાલીકાઓ વાચી વાંચકો! ત્હમો ચકીત-સ્થભિત થઇ જશો. જે નરાધમને ગુન્હાઓ કરવામાજ અત્યંત આનંદ મળતો હોય તે દુષ્ટને આ સજા કરવાથી કશો પણ શોક થતો નથી. નર્કના કિડાને નર્કમાંજ આનન્દ મળે છે તેમ તેઓને પણ ગુન્હાઓમાંજ આનંદ મળે છે.

**આજે** વાચકો! ત્હમોને આન્દોપના એક નિર્જન સ્થાનમાં ટીનના બનેલા કેદખાનાના મકાનમા પ્રવેશ કરાવીએ છીએ. સૂર્યના પ્રખર તાપથી ટીન તપી ગયુ હતું, ને ટીનના તપવાથી મકાનમાં સર્વત્ર ઉષ્ણતા પ્રસરી રહી હતી, ઘરની જમીન અત્યંત મલિન હતી. આ નાન્હા મકાનમાં ફક્ત એક મનુષ્ય રહી શકે તેવી ગોઠવણ દ્રષ્ટિગોચાર થતી હતી. એક લોખંડનો પલંગ, તથા સ્ટુલ એ ગૃહના ખુણામાં પડેલા હતા. આ સમયે પલગની પાસે એક મનુષ્ય આકૃતિ નજરે પડતી હતી. એના બન્નેનપગો જજીરોથી જકડાયલા હતા. જંજીરનો એક છેડો પલંગના કડામા જોડેલો હતો. જજીરોમાંથી મુક્ત થઇ પલાયન કરી જવાનો, કેદીને કોઇ પણ માર્ગ ન્હોતો, પરંતુ બારણે સશસ્ત્ર પહેરેગીર, ચોકી કરતા હતા. કેદીનું અંગ પરસેવાથી તરબોળ થઇ ગયુ હતું, થોડી થોડી વારે તે દિર્ઘ નિશ્વાસ નાખતો હતો, અને વચમા પોતાના હાથથી કપાળ પરના પ્રસ્વેદના બિન્દુઓ લુછતો હતો, જંજીરો ઘણીજ ટુંકી હતી, કમનસિબ કેદીને નિશ્ચીંત જીવે બેસવાનો પણ સુયોગ પ્રાપ્ત થતો નહોતો.

## ૩

કેદીની ઉમર આશરે ત્રીશ, બત્રીશ વર્ષની હતી, ત્હેનો જોરદાર બાંધો, ત્હેના બળનું ભાન કરાવતો હતો. અજાયબીની! તો વાત એ હતી કે, કેદખાનાના સખ્ત કષ્ટોથી પણ ત્હેના શરીર પર દુર્બળતાના ચિન્હો માલમ પડતા ન્હોતા. એનુ શરીર પાષાણવત્ હતુ. એના મુખારવીંદ પરથી સ્પષ્ટ દેખાતું હતું, કે તે કોઇ ઉચ્ચ કુટુંબનું ફરજંદ હતું. એના તેજોમય લલાટ પરથી કોઇ બુદ્ધિમાન વ્યક્તિ હશે, એમ સ્પષ્ટ સમજી શકાતું મુખનો ભાવ તે પોતાના વિચારોમાં મક્કમ છે, એમ દેખાડતો હતો. ત્હેની ઝીણી આંખો, અતિ તીવ્ર હતી, નયનોમા શકાતા, પ્રતિહિંસા, સ્પષ્ટ દ્રષ્ટિ ગોચાર થતા હતા. ત્હેની ઉન્નત મનોવૃતિ ત્હેની આંખોમાં નાચી રહી હતી. મધ્યાન કાળ થયો હતો, પરંતુ ઘરમાં પ્રકાશનું ચિન્હ પણ ન્હોતુ. દરવાજો બંધ હતો, ઘરમા હવાનો આવન જાવનનો પણ માર્ગ ન્હોતો. કે જેથી કેદીને ઠંડી હવાનો પણ લાભ મળે. પણ! ફક્ત છતના મધ્ય ભાગમાં એક રોશનદાન હતુ, જેમાંથી સુર્યના કિરણનું એક બિન્દુ ગૃહમાં પ્રવેશ કરી શકતુ હતુ. કેદીને ખબર હતી કે, કિરણોનો પ્રકાશ અમુક જગાએ પ્રતિષ્ઠિત થશે, ત્યારે ભોજન આવશે. કિરણ તરફ દ્રષ્ટિપાત કરતા તે બોલ્યો, "હે કમનસિબ! શું આજે સુર્ય પણ પોતાની ગતિ બંધ કરી, એકજ જગાએ સ્થંભિ રહેવાનો છે?? આગળ ગતિ વધારવાના શું એણે સોગન લીધા છે?! જણાય છે કે આજે મ્હારૂં ભોજન નહિ આવે ઓહ! કેવી ભયંકર ગરમી! જાણે આગમાં બળી રહ્યો છું!"

હવે કેદીએ સ્ટુલ પર સ્થાન લીધું. ત્હેના પગોમાંની જંજીરનો ખણખણાટ ચોતરફ ઝણઝણી રહ્યો. જંજીરાના ભારથી ત્હેની સદેહ

ચામડી કાળી અને કાષ્ટવત્ થઇ ગઇ હતી. કેદીએ પોતાના પગો તરફ એક ગુસ્સા ભરી દ્રષ્ટિ નાંખી અને દાંતો કચકચાવી બોલ્યો, " અહો ! કેદી લોકોનું જીવન કેટલુ કષ્ટમય હોય છે ! આટલું થતાં પણ મૃત્યુ આવતું નથી ! હું હજી સુધી પાગલ કેમ ન બન્યો ? !

ઉફ્ ! શું પાગલ બની જવાથી છુટી જવાશે ? આશા ! તુ હજી સુધી મ્હારો પિછો કેમ નથી મૂકતી. હા ! આશા તું જીવે છે ? તો મ્હારી ચેષ્ટા નિષ્ફળ નહિ જશે. કાયર, ભિરૂ, પોતાની આશાને સ્હેજમાં ત્યાગી દે છે. પોતાના માર્ગમા કષ્ટોનો આવિરભાવ થતાં તેઓ આશાને હાંકી કાઢે છે. શું એ તે મનુષ્ય કહેવાય ? ! ના–ના એ મનુષ્ય નહિ કિંતુ કાષ્ટના પૂતળા બરોબર છે. ના–ના–કાદવના પૂતળા સમાન છે. ઇશ્વરની દયાની જરા પણ લાલસા નથી. બસ ! મ્હારે તો સર્વશક્તિમાન " શયતાન " નો અનુગ્રહ છે એટલે બસ ! બેડો પાર, ગમે તે પ્રકારે છુટવું નહિંતર મૃત્યુને આધિન થવુ એ મ્હારી ભિષણુ પ્રતિજ્ઞા છે. મ્હારી ભિષણમાં ભિષણુ પ્રતિજ્ઞા તો મ્હારા દુઃખના મુળ, બદમાશ " સેક્સ્ટન બ્લેઇક " ને આ દુનિયામાંથી વિદાય કરી, એને મ્હારો હાથ દેખાડવાની છે. બચ્ચા ! હવે તુ આ " **ચોકટના એક્કા** " નો રંગ જોઇ લેજે.

ઉપરોક્ત સંભાષણ પૂર્ણ થતા ત્હેની નજર સૂર્યના કિરણ પર પડી. કિરણુ ત્હેના મુકરર કરેલા સ્થાન પર આવી ગયું હતુ. કેદી પાંજરામાં પૂરાયલા વ્યાઘ્રની માફક દરવાજા તરફ જોઇ રહ્યો, પરંતુ કોઇના આગમનના ચિન્હો જણાયા નહિ. થોડી ક્ષણુ બાદ કોઇના આવવાના ચિન્હો કર્ણગોચર થયા. તે પોતાના સ્ટુલ પરથી ઉભો થયો ને ભોજનની રાહ જોતો ઉભો રહ્યો.

**બીજીજ** ક્ષણે તાળામાં ચાવી ફરવાનો અવાજ થયો ને એક નવયુવાન પહેરેગીરે કક્ષમાં પ્રવેશ કર્યો, કિન્તુ પહેરેગીર કક્ષની ઉષ્ણુતાને લીધે એકદમ બ્હાર ચાલ્યો ગયો, બે ક્ષણ પછી તેણે કક્ષમાં પ્રવેશ કર્યો. ત્હેની કમ્મરપર તલવાર લટકતી હતી ને પીઠપર "રાઇફલ" બાંધી હતી. "રાઇફલ"માં ગોળી ભરેલી હતી. યુવાન સૈનિકના એક હાથમાં ભોજનની થાળી ત્થા બીજા હાથમાં પાણીની સુરાહી હતી.

**સૈનિકે** પ્રવેશ કરતાંની વારજ, કેદીના મુખારવિંદ તરફ નિહાળ્યું પહેરેગીરની ઉમ્મર ઘણીજ ન્હાની હતી, એના યુવાન હૃદયમાં દયાનો ઝરો હતો, કિંતુ તે દયાનો ઉપયોગ કોઇ પણ કમનસિબ કેદી સાથે કરી શકયો ન્હોતો. કારણ? હુકમ ન્હોતો. નરાધમો ત્હેની દયાને લાયક પણ ન્હોતા. વિશેષમાં આ નરપિશાચ કેદીએ પોતાના સ્વદેશની હિલચાલ જાલિમ શત્રુ "જર્મની" ને કહી દઇ દેશદ્રોહ કરી યથેચ્છ ધન પ્રાપ્તી કરી હતી, આખરે પાપનો ઘડો ભરાયો, જાલિમ પકડાયો, ને સદાને સારૂં પિશાચ દ્વીપ પર ત્હેને મોકલી દેવામાં આવ્યો નરપિશાચ કોઇપણ મનુષ્ય સાથે વાર્તાલાપ પણ ન્હોતો કરી શકતો.

**આ હુકમ સર્વને** માલમ હતો, પરંતુ યુવાન સૈનિક એકાદ બે વાત કરવાનો લોભ રોકી શકયો નહિ, કારણ? મમતા, ત્થા સહાનુભૂતિ, વિધાતાનું દાન છે. મનુષ્ય પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ ત્યાગ કરી શકતો નથી. સૈનિકે "રાઇફલ" ને એક ખુણે મુકી, ભોજનની થાળી સ્ટુલ પર મુકતાં પૂછ્યું, "કેમ દોસ્ત! કેમ છે?"

કેદીનું મુખ આ પ્રશ્ન સાંભળતાંજ સીવાઇ ગયું. તે પ્રત્યુત્તર આપી નહિ શકયો. સૈનિકે આગળ ચલાવ્યું, " આજ ત્હારે સારૂં બહુ ઉમદા ચીજ લાવ્યો છું. ભોજન સમયે જેલર સાહેબ બેઠા'તા ત્યારે ત્હારે સારૂં એક શરાબની બોટલ ઉઠાવી લાવ્યો છુ. લે ! આ ઉત્તમ શીરાઝી પી મ્હો સ્વાદીષ્ટ બનાવો. "

ઉપરોકત શબ્દો કર્ણગોચર થતાં, કેદી બોલ્યો, " હા ! શું ? ! શિરાઝી લાવ્યો છે ? ઘણો ઉપકાર થયો. પહેરેદાર ! તે ઘણોજ ઉપકાર કર્યો. અહા ! શરાબ છોડે આજે એક મોટો યુગ વિતી ગયો છે ! વાહ ! કેવો આનંદમય દિવસ ? યુવાન સૈનિક ! ખુશ રહો, આનદમાં રહો ! "

કેદીએ એકદમ શીરાઝીની બોટલ મ્હોએ માડી દીધી જાણે મરુ ભૂમિમા મુશળધાર વૃષ્ટિ થઇ ગઇ બોટલને ખાલી કરી, કેદી ગદગદિત સ્વરે બોલ્યો, " અહા ! આજે કેવું સ્વર્ગીય રસપાન કર્યું ! જીવતો રહે દોસ્ત ! જીવતો રહે ! ત્હે મ્હારી પર આજે અનહદ ઉપકાર કર્યો પિતાને વાર જ કેવી સ્ફુરતી આવી ગઇ. એક એક ઘુંટડો લેતા સર્વ પુરાણા દેખાવો—આનંદમય દેખાવો—નજર સ્હામે તરી આવ્યાં.

ઉપરોકત સંભાષણ સાંભળ્યા છતાં, સૈનિકે પોતાના મનનો ભાવ પ્રદર્શીત નહિ કર્યો. કેદી ફરીથી પૂર જોસમાં બોલ્યો, " આટલી વારે મ્હારો જીવ નિશ્ચીત થયો. અહો આજ કેટલી ગરમી ! જાણે મનુષ્ય બાફવાની ભઠ્ઠી ! આખો દિવસ આગમાં ભૂંજાઇ પસાર કરવો પડે છે. દોસ્ત ! તું તો ઠંડોમાં મોજ કરે છે ! !

પહેરેદાર એકદમ બોલી ઉઠયો, " શું ? હું અને તું ? હું સૈનિક ને તું કેદી છે પણ અફસોસ ! હું પણ ત્હારી માફક મ્હારો નંદનવન

સમો દેશ છોડી, આ પેટને સારૂ દેશનિકાલનો દંડ ભોગવી રહ્યો છું, અહા! કેવું કમનસિબ! કેવો દહાડો કે મ્હારી અહિં બદલી થઇ?

"રેજીમેન્ટ"મા ઘણો સુખી હતો અને અત્રે? અત્રે તો જાણે નર્કમાં વાસ કર્યો હોય એમ લાગે છે હવે તો આ નર્કમાંથી છુટાય તો સારૂ! મ્હારો સ્વદેશ "ફ્રાન્સ" પૃથ્વીપર સ્વર્ગ સમાન છે અતિ આનંદમય વાત છે કે એ નંદનવન સમા પ્રદેશમાં હવે થોડા સમયમા જઇશ. બ્રિટાનીયામાં મ્હારી શુલ્લુક જમીન છે, પણ મ્હારા વૃદ્ધ પિતાશ્રીથી રખેવાળી થતી નથી. મ્હારા ગૃહની પાસેજ મ્હારી આ-રાધ્ય મુર્તિ મીસ રોઝનું ગૃહ છે. એની સાથે મ્હારૂં વેવીશાળ થવાનું નક્કી થયું છે. અહા! મ્હારો અહિંથી છુટકો થતાંજ હુ પરણીશ ને સ્વર્ગીય સુખનો લ્હાવો લઇશ. ઉફ્! ગત્ સર્વ દિવસો ઘણી મહે-નતથી પસાર કર્યા, પણ હવે તો "સ્વદેશ"–ફ્રાન્સ–જવા મ્હારૂં હૃદય ચલિત થઇ ગયુ છે."

"ચુપ રહો! "ફ્રાન્સ"નું નામ મ્હારી આગળ નહિ ઉચ્ચારો મ્હારે માટે "ફ્રાન્સ" નર્ક સમાન છે." કેદીએ એકદમ ત્રાડ મારી થોડી ક્ષણ પછી કેદીએ ભોજન લેવાની શરૂઆત કરી.

બીજી જ ક્ષણે યુવાન સૈનિક બોલ્યો, "દોસ્ત! જ્યારે એ નંદનવન ત્હને નર્ક લાગે છે તો આ "પિશાચ દ્વીપ"ના સ્વર્ગીય આનંદમાંજ મોજ માણો."

"શું હુ જીવનભર આ જાલિમ ત્રાસ સહન કરીશ? આ "ડેવિલ દ્વીપ"માં મ્હારૂં જીવન વ્યતિત કરી?–ના–ના હું પણ એક

દિવસ મ્હારી પરતંત્રતાની બેડી તોડી, સ્વતંત્રતા પાછી મેળવીશ છુટકારાની આશાએ આજ દિન સુધી સર્વ કષ્ટો સહન કર્યા છે.'

"સ્વતંત્રતા? ઉફ્? ઉફ્! ત્હારી આશા આકાશ કુસુમવત છે. આ સ્થાન અતિ ભયાનક છે. દ્વીપને ફરતા ચારે તરફ સમુદ્રના મોજાઓ અથડાય છે. કદાચિત! નસિબ સંજોગે અત્રેથી છુટી કોઇ કેદી ન્હાસે છે, તો દૂર્ભાગ્ય વશ, જંગલી માંસાહારી મનુષ્યને હાથ તે મરણ પામે છે. નહિંતર ભયાનક રાનમાં ભુખે અટવાઇ હિંસક પ્રાણીને હાથે ત્હેનો શિકાર બને છે, કદાચીત સારા ભાગ્યે! આ સર્વમાંથી બચી આગળ વધે છે તો આખરે ભુખ ને તરસનો ભોગ થઇ ઇશ્વરના ન્યાયી દરબારમાં પોતાના કુકર્મોનો ઇન્સાફ દેવા પ્હોંચી જાય છે."

"શું? કોઇપણ પ્રકારે છુટકારો થતો નથી?" કેદીએ ઉતેજીતરીતે પ્રશ્ન કર્યો.

સૈનિકે પ્રત્યુતર વાળ્યો, "સેંકડોમા એક-ના-ના હજારોમા પણ અસંભવિત લાગે છે."

"ઠીક! સમજી લ્યો કે સર્વે હજારોમાં એક હુજ છું. હું સારી રીતે જાણું છું કે, આ દ્વીપમાં આવેલા મનુષ્યોમાથી કોઇકજ જીવે છે, પણ હું તો હજુ જીવું છું. આશા અમર છે કોઇપણ કાળે નિરાશ નહિ થાઉં, આશાનો ત્યાગ કરવાથી મ્હારૂ જીવન માટીમા મળી જશે. જો ઘણાઓ પોતાની શારિરીક શકિત અત્રે આવતાં ગુમાવી દે છે, કિંતુ હું તો પહેલાના જેવોજ બલિષ્ટ છું." કેદીએ છાતી ઠોકતાં કહ્યું "મ્હારો ઉત્સાહ હજુ પહેલાના જેવોજ છે.

મ્હારી સાથે બોલતાં પણ નથી પણ તું ! તું તો ખરેખર દેવ છે જ્યારે જ્યારે તુ આવે છે ત્યારે મ્હારી સાથે બે વાતો કરી અધિકારીઓની આજ્ઞાનું ઉલંઘન કરી, મ્હને કૃતજ્ઞતાના પાશમાં બાંધતોજ જાય છે. આજ હુ મ્હારૂ હૃદય ખોલી, સર્વ વાત સુણાવું છૂં મ્હારી માન્યતા પ્રમાણે મ્હારો છુટકારો પાસે આવે છે. હુ તે સુયોગની પ્રતિક્ષા કરતોજ બેઠો છું."

સૈનિકે કહ્યું, "હૂં ? હું ત્હારા સુખમય સ્વપ્નમાજ ત્હને સુખ મળતું હશે, તો હું વચ્ચે નહિ આવું. ખેર ! આ વાર્તાલાપ અત્રેથી જ અટકાવો. ત્હારૂ ભોજન સમાપ્ત થયુ છે. ચાલ ! ત્હને આમતેમ શીતળવાયુમા ફેરવી લાવુ. એ તમારૂ સૌભાગ્યજ માનજો, કે દરરોજ આટલો સમય ઘુમવાને મળે છે."

આટલુ કહી યુવાન સૈનિકે ખીસ્સામાંથી ચાવી કાઢી, કેદીને જંજીરોમાંથી મુકત કર્યો. આટલું કરી તેણે ચપળતાથી ખુણામા પડેલી "રાઇફલ" ઉઠાવી લીધી કારણ કે સમય મળતાં કદાચીત્ જંજીરોથી મુકત થએલો પિશાચ ત્હેનીપર આક્રમણ કરે.

પહેરેગીર બરાબર સજ્જ થઇ, કેદીને સંબોધી બોલ્યો, 'ચાલો દોસ્ત ! બ્હાર ચાલો."

આ સમયે સૂર્યઅસ્ત થવાને વાર ન્હોતીદિનકર આકાશને રક્તથી રંગી પશ્ચિમાં ઉતરી પડયો હતો. સંધ્યા સમય થયો હોવાથી વાયુ ધીરે ધીરે વાતો હતો. કારાગ્રહની બ્હાર થોડુ ખુલ્લું મેદાન હતુ તેને ચારે બાજુ કોટથી રક્ષીત કરવામાં આવ્યું હતું.

ઉપરોક્ત કેદી આ ખુલ્લા મયદાનમા થોડો વખત સાયકાળના શિતળ વાયુનુ સેવન કરતો હતો. નિયમ પ્રમાણે, વનરાજની માફક કેદી આમથી તેમ ઘુમવા લાગ્યો. સૈનિક પણ પાસે પડેલી શીલાપર બેસી, કેદીની ચોકી કરવા લાગ્યો.

થોડીવાર પછી સૈનિક બોલ્યો, " દોસ્ત ! ત્હારા દેખાવ પરથી તો તુ એક બલવાન તથા ચાતુર્યવાન હોય એમ લાગે છે. મ્હને તો તો આશ્ચર્ય થાય છે કે તું પોલિસના પંજામા કેવી રીતે સપડાયો; અને તે વળી સ્હેજમાં ? ! "

કેદી ચાલતો એકદમ અટકી ગયો તેણે પહેરેગીર તરફ તિક્ષણ દ્રષ્ટિપાત કર્યો. અને કહ્યું, "ત્હારૂં કહેવું સત્ય છે સાધારણ પોલિસમાં એટલી તાકાત ન્હોતી કે મ્હને પકડી શકે, પણ હુ એક એવા બહાદૂર મનુષ્યના હાથે પકડાયો છુ કે જેની બુદ્ધિનો જોટો સારા યુરોપમાં મળવો મુશ્કેલ છે, તું એને ઓળખે છે. એ વ્યકિતનું નામ " સેક્સ્ટન બ્લેઇક " છે ફ્રેંચ ગવર્નમેટે એને ફક્ત મ્હને પકડવાજ બોલાવ્યો હતો બ્લેઇકની મદદ વગર ફ્રેંચ ગવર્નમેંટની તાકાત ન્હોતી કે મ્હને પકડી શકે, અહા ! જો સેક્સ્ટન બ્લેઇકે મ્હને પકડયો નહિ હોત તો આજે મેં સારા યુરોપને ખળભળાવી મુકયો હોત. પણ અફસોસ ! બદમાશ બ્લેઇકે મ્હારી આશા ધૂળમાં મેળવી દીધી હું એનીસાથે ઘણી વાર ચાલાકીથી બેડ્યો, પણ તે મ્હારા પંઝામા ન આવ્યો તે નજ આવ્યો એ શયતાનને એક દિવસ પકડી, ત્હેનું માથુ ધડથી છુટું પાડીશ, ને સર્વને બતલાવીશ કે મશહુર સેક્સ્ટ બ્લેઇકનાથી સવાઈ માણુસ આ દુનિયામા

છે. " આટલું બોલતાં બોલતા કેદીની આંખ રક્તવર્ણ થઇ ગઇ હતી, તે પોતાના દાંતો પીસતો હતો ને હવામાં હાથો ફેરવતો હતો.

**આણી** બાજુ યુવાન પહેરેગીર મોજથી કેદીની આત્મકથા સાભળતો બેઠો હતો, ત્હેની પાસેજ ત્હેણે " રાઇફલ " નિશ્ચંત જીવે મુકી હતી. એટલામા પાસેની ઝાડીમાંથી એક શ્યામ વર્ણનો વિષધર સર્પ આવ્યો, સૈનિકની સાથે વાતો કરતાં કરતાં કેદીની દ્રષ્ટિ એ સર્પ પર પડી, કેદી જડવત્ સ્થભિ ગયો, ને પોતાની આંખો ફાડી સર્પના તરફ જોઇ રહ્યો. કેદીની આવી જડવત્ દશા જોઇ, શંકાશીલ અવાજે પહેરેગીરે પૂછ્યુ, " કેમ! આમ કાષ્ટવત્ કેમ ઉભો છે ? "

પણ કેદીએ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. પહેરેગીરે પોતાનો હાથ જમીન પરથી ખભાપર ખંજવાળવા ઉઠાવ્યો, આ સમયે સર્પ ત્હેના ખભા પર ચઢી ચુકયો. હતો સૈનિકનો હાથ ખભાપર પડયો કે તરતજ, વિષ ધર સર્પે ત્હેને ડખ દીધો. સૈનિક એકદમ ચોકયો, તે ઉભો થયો ને જોયું નો સર્પ ફરતો જોયો. તરતજ સર્પને એકજ ઝાટકે ભોંયભેગો કરી પોતાના બુટથી સ્વધામ પહોંચાડી દીધો.

**યુવાન** પહેરેગીર સર્પના દંશથી આકુળ વ્યાકુળ થઇ ગયો. ત્હેણે બંન્ને હાથે પોતાનો સ્કધ દાબ્યો ને કેદી તરફ દ્રષ્ટિપાત કર્યો. કેદી પાસે એક પાષાણની મુર્તિવત્ નિશ્ચલ ભાવથી ઉભેલો દેખાયો ત્હેના તિક્ષણ નેત્રો પહેરેગીરની પાસે પડેલી બંદુક તરફ હતાં. સૈનિક પુરતી રીતે જાણતો હતો કે આ સર્પનું વિષ અતિ તિવ્ર છે. ત્હેનો સ્વદેશ જવાનો વિચાર એકદમ તુટી ગયો. યુવાન સૈનિકે પોતાના જીવનની આશા ત્યાગી દીધી, ને ત્હેને એમજ થયું કે મ્હારો કાળ હવે પાસેજ આવે

છે. ત્હેણે એકદમ દયામયી મુદ્રાથી કેદીને સંબોધ્યું, "પ્રિય દોસ્ત ! મ્હને બચાવ ! ઇશ્વરને ખાતર મ્હને બચાવ."

આ શબ્દો સાંભળતાંજ કેદી ચોંકી ઉઠયો, તે એકદમ ઉત્તેજીત સ્વરથી બોલ્યો, કોણ ? હું બચાવું, ઠીક, સ્વસ્થ થાવ ! બચાવું છુ" આટલું બોલી તે સૈનિકની પાસે આવ્યો ને ત્હેને પોતાના બેઉ હસ્તોમા ઉઠાવી ચોગરદમ જોવા લાગ્યો. જ્યારે એને સંપૂર્ણ ખાત્રી થઇ કે આજુ બાજુ કોઇ પણ મનુષ્ય નથી, ત્યારે ત્હેના મુખ પર પૈશાચિક હાસ્ય ફેલાઇ ગયું.

**કેદી,** મૃત્યુને બારણે પહોચેલા યુવાન સૈનિકને ઉઠાવી, પોતાની કોટડી આગળ આવ્યો. કેદીની લાબા વખતની આશા ફળી ન્હાસી જવાના સુયોગની પ્રતિક્ષામા ત્હેણે કારાગ્રહમા ઘણા દિવસો પસાર કર્યા હતા, તે સુયોગ હવે ત્હેને પાસે આવ્યો છે, એમ ભાસ્યુ.

**કેદી,** સૈનિકને પોતાના લોખંડના ખાટલામા સુવાડી ક્ષણ ભર સ્થિર ઉભો રહયો. યુવાન પહેરેગીરની દશા આ વખતે અતિ શોચનિય હતી. એનું મુખ લીલું તથા ફીકકુ પડી ગયું હતું, ને સઘળુ અંગ શીતળ થઇ ગયું હતું. ત્હેનું સર્વ અંગ વિષથી જર્જરીત થતું જતું હતું. કેદીને ચોકકસ ખાત્રી થઇ કે હવે તે દુર્ભાગી સૈનિક કોઇ પણ પ્રકારે ઉઠી શકશે નહિ. તેણે એકદમ "રાઇફલ" લીધી ને ક્ષણમાં સૈનિકનાં પલંગ આગળ આવી ઉભો રહયો.

**કેદી** અસ્ફુટ સ્વરે બોલ્યો, હા ! તે હવે નહિ જીવે ? શું હું એને બચાવી શકું ? શું જેને ભયકર સર્પે દંશ દીધો તે કદી પણ જીવશે ? ના—કદી નહિ. શુ આવો છુટવાનો સુયોગ છોડીદેવો ? શું બુદ્ધિમાન આદમી આ યોગનો લાભ મુકી દેશે ?—ના—નહિજ."

આટલું બોલી, તેણે ચપળતાથી સૈનિકના સર્વ વસ્ત્રો ઉતારી, પોતે પહેરી લીધા, અને પોતાના સર્વ વસ્ત્રો ઉતારી, પહેરેગીર સૈનિકને પહેરાવી દીધા. સૈનિક અને કેદીની ઉંચાઇ તેમજ બાંધો સરખો હોવાથી, પહેરેગીરના વસ્ત્રો, હેને બંધ બેસતા આવી ગયા. હેણે યુવાનનો પટો પહેર્યો, "રાઇફલ" પીઠપર બાંધી દીધી. તે સમયે દુર્ભાગી સૈનિકનું આખું અંગ બરફની માફક ઠંડુ હતું. ટુંકાણમાં હેનું મૃત્યુ થવાને વાર ન્હોતી.

પહેરેગીરની પાસે મકાનના બારણાની ચાવી હતી, કેદી તે ચાવી લઇ મકાનની બ્હાર નીકળ્યો બારણું ખોલી તેણે પોતાના ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવી જોયા. પાસેજ મરેલો સર્પ પડેલો હતો. કેદી સૌથી પહેલા પાસે કોઇ મનુષ્ય છે કે નહિ, તેની તપાસ કરવા લાગ્યો. જો કે હેણે સૈનિકના વસ્ત્રો પહેર્યા હતા. કિંતુ હેને ધાસ્તી હતી; હેની દાઢી, તથા મુછને જોતા કોઇ પણ આદમી ઓળખી જશે કે તે કેદી છે.

કેદખાનાની ચારે તરફ ઉંચી દિવાલો હતી ને હેની પશ્ચિમ દિશામા બ્હાર જવાનો રસ્તો હતો. સૈનિક પેહેલા રસ્તાનો દરવાજો ખોલી, કેદીને ભોજન આપવા આવ્યો હતો કેદી. તેજ ચાવીથી તાળુ ખોલી. બ્હાર રસ્તે પડયો. તેણે જોયુ તો થોડે દૂર બે સંત્રી ભરેલી બંદુક હાથમાં લઇ ઓરીસ આમળ પહેરો ભરે છે. બીજી બાજુ સમુદ્ર હતો. કેદખાનું ઉંચાણમા હતું. એટલે તેણે ક્ષણભરમાં ચારે તરફ દ્રષ્ટિ ફેરવી લીધી.

તેણે જોયું, તો થોડે દૂર સમુદ્રના કિનારાપર એક "મોટર" બોટ બાંધેલી જણાઇ કેદીને ખબર હતી કે "મોટર" બોટ દ્વીપના

ગવર્નરની હતી. તે હરહમેશના નિયમાનુસાર પોતાના મિત્રો સાથે જળ વિહાર કરી પાછો આવ્યો હતો. ફક્ત એકજ પહેરેગીર આ બોટ આગળ પહેરો ભરતો દૃષ્ટિએ પડયો

**કેદીએ** થોડીવાર ઉભા રહી વિચાર કર્યો. થોડીવાર પછી તે "મોટર" બોટની દિશામાં ગયો. સારા નસિબે કોઇની આ વખતે કેદીપર નજર નહિ પડી જ્યારે કેદી ફાળ મારી "મોટર" બોટમાં બેઠો, ત્યારે સંત્રિ સૈનિકની નજર તેના પર પડી સૈનિકે તરતજ એની પાછળ પાણીમા પડતું મુકયુ, કેદી તરફ નજર કરતા માલમ પડયુ કે તે તો નરાધમ કેદી છે. બીજીજ પળે, કેદીએ પાસે પડેલી રાઇફલનો હાથો, નિર્દોષ સંત્રિના માથામાં માર્યો; સૈનિક પોતાનું ભાન ભૂલી જમીન પર આળોટવા લાગ્યો. નિર્ભાગી સૈનિકનું માથુ ફુટી ગયુ હતુ, ને ત્હેના રક્તથી સમુદ્રનું પાણી લાલ થઇ ગયુ. સમુદ્રનું એક પ્રચંડ મોજુ આ બેભાન સૈનીકને ઘસડી ગયુ. અને એક ભયાનક મગરે તે સૈનિકના શરીરને પોતાના ઉદરમા પધરાવી દીધું.

**આણી** તરફ કેદીએ એકદમ સ્ફૂરતીથી "મોટર" બોટનું લંગાર ઉઠાવી લીધુ. અચાનક ત્હેના કાને ગોળીઓ છુટવાના સણસણાટનો અવાજ આવ્યો. ને ચેત્યો કે મ્હારા ન્હાસવાની ખબર સર્વ વ્યાપિ ગઇ છે. ત્હેણે જલદીથી "મોટર" બોટનુ મશીન ચાલુ કરી દીધું. આણી તરફ દ્વીપ પરના સર્વ સૈનિકો શસ્ત્રો લઇ કિનારે આવી પહોંચ્યા. પણ સૌભાગ્યે, "મોટર". બોટ ફુલ સ્પીડથી પાણી કાપતી સમુદ્રમાં આગળ વધી કિનારા પરથી અનેક ગોળીબારો કરવામાં આવ્યા પણ સર્વ ખાલી ગયા; આખરે શિક્ષાત્ય દ્વીપમાં સબડતો કેદી છુટયો.

સંધ્યાનો સમય થયો હતો આકાશે કાળી ચાદર ઓઢી હતી. કિના- રાપરના ગવર્નરે કેદીને પકડવા અનેક "મોટર" બોટો મોકલી, પણ કેદી પોતાની "મોટર" બોટ ઘણી કૂશળતાથી ચલાવી સર્વ બોટોની વચમાંથી પસાર થઇ, રાત્રિના ભયના અંધકારમાં ગૂમ થઇ ગયો કેદીને પકડવા ગયેલા સર્વ સૈનિકો હાથ ઘસતાં પિશાચ દ્વીપ તરફ પાછા ફર્યા.

જે રીતે દિવસના તાપ પડતો હતો, તેવીજ રીતે રાત્રિના સમયે ઠંડી પડતી હતી. કેદીના સર્વ અંગો ઠંડીને લીધે અકડાઈ ગયા, કિંતુ જરા પણ નિરૂત્સાહ થયા વગર તે પોતાની " મોટર " બોટ હકાર્યો ગયો, ત્હેને ભાન ન્હોતું કે તે કઇ દિશામાં જાય છે. તેમજ તેણે નક્કી પણ ન્હોતું કર્યું કે કયાં જવું, તે છતાં પણ અંધકારમા સમુદ્રની સપાટી પર સેંકડો કોસ દુર નીકળી ગયો.

રાત્રિ પુરી થઇ, પ્રભાત થયું, બાલ સૂર્યે પોતાના કિરણો સમુ- દ્રની સપાટી પર નાખવા માંડયાં. આ સમયે કેદીને પોતાની અસ્હાય અવસ્થાનું ભાન આવ્યું. ત્હેણે જોયું કે " મોટર " બોટમાંનું તેલ ખલાસ થયું છે, આખી રાત્રિ નિર વેગે ચાલતી હોવાથી જરા પણ તેલ ટાંકીમાં ન્હોતું, દુર્ભાગ્યવશ બોટ પર સઢ ચઢાવવાને કશું પણ સાધન ન્હોતું, કે જેથી પોતાના માર્ગમા આગળ વધે. વિદેશમાં બોટ પર ખાવાને અનાજ પણ ન્હોતુ, ને વળી પીવાને પાણીનું એક ટીપું પણ ન્હોતું, પાણી પર મુસાફરી કરતાં છતાં, પણ પાણી નહિ એનાં કરતાં બીજુ તે કેવુ દુર્ભાગ્ય? કારાગ્રહમાં સડવા કરતાં. આ સમુદ્રની સપાટી પર ભૂખે તરસે મરવું પડશે, એ વિચારે કેદીને

પાગલ બનાવી દીધો, આખરે ત્હેને નક્કી થયું કે પોતાની જીંદગી આ નિર્જન સમુદ્ર પરજ ખલાસ થશે.

કેટલોક વખત પછી સૂર્યના કિરણો અસહ્ય થઇ ગયા, કેદીનું આખું શરીર તાપથી બળવા લાગ્યું, કારણ તરસથી કેદીનો કંઠ સુકાવા લાગ્યો. આ સમયે પણ યુવાન સૈનિકની બંદૂક પાસે પડી હતી, તેણે વિચાર કર્યો કે આ બંદુકથી આત્મહત્યા કરી આ સર્વ દુઃખોથી વિમુક્ત થાઉં. આત્મહત્યાના અનેક વિચારો આવ્યા. પણ તે મૃત્યુને ભેટી ન શક્યો.

શું મૃત્યુને આધિન થવાનેજ તેણે આટલા બધા કષ્ટો સહન કર્યા હતા. કેદીની જગ્યાએ જો કોઇ નાસ્તિક પુરૂષ હોત તો પોતાની જિંદગીનો છેડો લાવતે પણ, કેદી તો સમુદ્રની સપાટીપર લક્ષહીન ભાવથી આગળ ધપ્યો ગયો.

કેદીએ મદદ સારુ ચારે તરફ નજર દોડાવી. પણ અફસોસ ! કોઇ પણ જહાજ નજરે નહિ પડયું. તૃષાના જોરથી ત્હેનો કંઠ સુકાવા લાગ્યો, આખરે ત્હેણે કોટનું બટન તોડી પોતાના મુખમાં નાખ્યું, પણ ત્હેનાથી ત્હેની જીભને કળ ન વળી, ત્હેની જીભ તો ફક્ત એક સૂકા માસના કટકા જેવી લાગતી હતી, હતાશ કેદીએ સમુદ્રના પાણી તરફ નજર કરી એક ભયાનક મગર મ્હોં ફાડી ત્હેની તરફ જોઇ રહયો હતો આ દેખાવ જોઇ કેદીએ પોતાની આંખો બંધ કરી દીધી. મધ્યાનનો સમય થયો. સૂર્યે પોતાના કિરણોથી સર્વ રૂખ્ખું કરી નાખ્યું હતું. " મોટર " બોટનું તેલ તો ખલાસ થઇ ગયું હતું. આખરે બોટ સમુદ્રના તરંગોપર આમથી તેમ ટોલા ખાવા

લાગી. આ પ્રમાણે મધ્યાન વિતી સધ્યા પડી, ને દિવસની સમાપ્તી થઇ, દિવસની સમાપ્તી સાથે કમભાગ્ય કેદીના જ્ઞાનની પણ સમાપ્તી થઇ ગઇ. તે બેભાન થઇ બોટમાં પડયો, થાકી ગએલો સૂર્ય પશ્ચિમ મુખી થયો. સંધ્યાના અંધકારે ચારે દિશાને પોતાના પડદાથી ઢાંકી દીધી. સંધ્યાના આગમનની સાથે, વરસાદ પણ આવ્યો. કાળા વાદળાઓ આકાશમાં અથડાવા લાગ્યા. ગર્જનાઓથી સમુદ્ર કંપવા લાગ્યો વર્ષાદ મુસળધાર તુટી પડયો કેદી અચેતન થઇ બોટમાં પડી રહયો. ત્હેના કર્ણમાં આ અવાજો પેંસી ન શકયા.

**વર્ષાદના** શીતળ પાણીથી કેદીના શરીરમા ચેતનનો અવિરભાવ થયો. ને બેઠો થયો ત્હેના સ્વપ્નમા સમુદ્ર દેખાયો તે સત્ય હતો કે સ્વપ્નવત્ હતો, તે કેદી કળી ન શકયો. ત્હેને ત્હેના દેહનુ ભાન ન રહ્યું, આખરે તે બોટમા પાછો અચેત થઇ પડયો. સારી રાત્રિ વર્ષાદ પડયો અને પવન પણ પૂર્વવત્ ચાલુજ હતો.

**બીજે** દિવસે પ્રાતઃકાળમા આકાશ સ્વચ્છ થયું. સૂર્યોદય થયો. મહા પ્રકાશવાન દિવાકરની લોહીવર્ણ છટા સ્થિર સમુદ્રપર પ્રતિબિંબ પાડવા લાગી. અહા ! વાદળાં જતા રહેવાથી સૂર્યના કિરણોમાં કેવી પ્રખરતા આવી રહી હતી. સમગ્રવિશ્વને પોતાના તેજોમય કિરણોથી આગવાને સૂર્યે પોતાના ઉષ્ણ કિરણો ફેંકવા માંડ્યા, સૂર્યના કિરણોથી કેદીના ભીનાં વસ્ત્રો સૂકાઇ ગયા, પરંતુ કેદીમા બેઠા થવાનુ ચેતન ન આવ્યું. એની સર્વ શકિતનો લોપ થઈ ગયો હતો, સાગરમાના મગરો પોતાના મર્તા જેવા મુખો ફાડી "મોટર"બોટ તરફ જોઇ રહ્યા હતા.

**સમુદ્રની** સપાટીની દ્રષ્ટિ મર્યાદા આગળ ધુમાડો દ્રષ્ટિ ગોચર થયો, ધીમે ધીમે ધુમાડો વધવા લાગ્યો, અને કોઇ જહાજ પસાર થતું હોય એવું ભાસવા લાગ્યું. બે ક્ષણોમાં ધુમાડાનો નિકાસ કરતી એક શ્વેત ચીમની દેખાવા લાગી. તેમજ ધીમે ધીમે જહાજના બીજા

સર્વ ભાગો દેખાવા લાગ્યા, અને ધીમે ધીમે જહાજ "મોટર"બોટની દિશામાં પાસે આવતું હોય એમ લાગ્યું.

જહાજની રેખા ઉપરથી કોઇ મહાન કંપનીનું જહાજ હોય એમ સ્પષ્ટ લાગતું હતું, થોડી વારમા જહાજના ડેકપર ઘંટા નાદ થયો, જહાજ સ્થંભી ગયું, ને એક "જોલી" બોટની સાથે ચાર નાવિકો ઉતરી "મોટર"બોટની પાસે આવી પહોચ્યા. બોટમાં અચેતન પડેલા કેદીને લઇ નાવિકો જહાજ પાસે આવી લાગ્યા. દોરડાની સહાયતાથી કેદીના અચેતન શરીરને ઉઠાવી સ્ટીમરના ડેકપર લાવ્યા.

જો જહાજના કપ્તાને પોતાની દુરબીનથી "મોટર"બોટ જોઇ ન હોત તો દુર્ભાગી કેદી ભૂખ અને તરસથી સમુદ્રના જળચર પ્રાણીઓનો ભોગ થઇ પડતે, પણ " રામ રાખે તેને કોણ ચાખે " એ સૂત્ર અનુસાર કેદીની અનાયસે રક્ષા થઇ.

# પ્રકરણ રજું.

## હતા તેવાને તેવા.

**લંડનનો** પ્રતિષ્ઠીત ડિટેક્ટીવ સેક્સ્ટન બ્લેક્ક, પોતાના મદદગાર સ્મિથ સાથે, થોડો વખત થયા વિદેશમાં એક ભારી કેસને સારૂ ગયો હતો.

**મિ.** બ્લેક્કને એક પ્રસંગાનુસાર અમેરિકા જવું પડયુ હતું. ત્યાં બ્રેઝીલના રહીશ "ડાનપારક" સાથે મિત્રતાની ગાઢ બંધાઇ હતી. આ યુવાન પાસે અઢળક લક્ષ્મી હતી, અને તે ઉંચ્ચકુળનું ફરજંદ હતું. આ નવયુવાન અમેરિકને મી. બ્લેક્કનો એક અણીના પ્રસંગે બચાવ કર્યો હતો, ફક્ત આજ બનાવ, ત્હેમની મિત્રતાનું મુળ કારણ હતું.

**એક** રમણીય દિવસે મી૦ બ્લેક્ક લંડનમાં આવેલા પોતાના મકાનમાં બેઠો હતો, ત્યારે અચાનક ડાનપારક તરફથી એક તાર ત્હેને મળ્યો, તાર અરજન્ટ હતો. ત્હેમા બ્લેક્કને એકદમ અમેરિકા આવવા લખ્યું હતું. બ્લેક્કે પોતાના મદદગાર સ્મિથ સાથે તેજ દિવસે સ્ટીમરમાં અમેરિકા તરફ પ્રયાણ કર્યું,

**અમેરિકા** પહોચતાજ બ્લેક્કને માલમ પડયુ કે પોતાના મિત્રની બે નવયુવાન કન્યાઓને બદમાશો ઉપાડી ગયા છે. બદમાશોની મતલબ ફક્ત ડાનપારક પાસે જબરજસ્તીથી એક હજાર પાઉન્ડ કઢાવવાની હતી. ડાનપારક પોતાના મિત્ર બ્લેક્કને તે અઠંગ ઉઠાવગીરોને પકડવાજ બોલાવ્યો હતો. બ્લેક્ક બદમાશોનો પત્તો મેળવવા પોતાના સાથીને લઇ ઓસ્ટ્રેલીયા ગયો, ત્હેણે વળી બહાદુરીથી તે સફેદ ઠગોનો પત્તો

લગાડી "અમેરિકન" ગવર્નમેન્ટના હાથમાં સોંપી દીધા. ડાનપારકની સ્વરૂપવતી પુત્રીઓ પિતાની છાયામાં પાછી આવી, અને બદમાશોને જન્મદેશનિકાલની સજા થઇ.

બ્લેઇક અને સ્મિથ સ્વદેશ જવા "રિવૉ" શહેરમાં ગયા. ત્યાં તેઓને "ધરટેન કવીન" નામની સ્ટીમર મળી. બ્લેઇક અને સ્મિથ આજ સ્ટીમરમા સ્થાન લઇ લંડનના માર્ગે પડયા. "ધરટેન ક્વીન" મેલ યા કારગો સ્ટીમર ન્હોતી, કિંતુ કટ્રાકથી પેસેનજરોને લાવલઇજા કરનારી હતી. બ્લેઇક તથા સ્મિથને આ જહાજ પર અનાયાસેજ સ્થાન મળી ગયું હતું.

ઉપરોક્ત વાત સ્મિથના ખ્યાલમાજ ન્હોતી, અચાનક ત્હેના મનમાં એક નવીન વિચાર આવ્યો, તે આનંદીત થઇ ગયો, અને બ્લેઇકને પૂછ્યુ, " ગવર્નર ! આપણે આટલા થોડા સમયમા સ્વદેશ પાછા ફરીશું, એ કોના ખ્યાલમાં હતુ ? "

બ્લેઇકે ગભીર ભાવથી પ્રત્યુત્તર આપ્યો, " આપણે જલદી લંડન પોંહચી શકીશું નહિ. આ જહાજ તો ફરતું ફરતુ જશે, જો આપણને 'મેઇલ' સ્ટીમરમા જગા મળી હોત તો જલદી પોહચી જતે " આવો જવાબ સાંભળી સ્મિથ તો ઠંડોજ થઇ ગયો, " હું તો એમ સમજતો હતો કે જલદી પહોંચવાજ આપે આ સ્ટીમરમા જગા લીધી છે. "

" ઉલ્લુ ! જરા પણ ભાન છે કે નહિ ? સ્વદેશ અને વિદેશમાં આપણે સારું કામથી ભરપુર છે. આ સ્ટીમરમાં મ્હારો શિકાર છે, મ્હારો વિચાર એને પકડવાનો છે. જો તું ત્હારો ખરો પરિચય સ્ટીમર પરના કોઇપણ માણસને આપતો નહિ. મ્હેં મ્હારો પરિચય મી. કેમ્બેલ

તરીકે આપ્યો છે; ત્યા ત્હારો મ્હારા બટલર તરીકે આપ્યો છે. જો કોઇ ત્હારા નામનો પરિચય માગે તો "જેમ્સ.વૅટ" તરીકે આપવો, બરાબર ધ્યાનમાં રહ્યું, આપણો નવો સંબંધ ત્યા બે નામો ભુલતો નહિ."

"અરે મ્હારા સાહેબ! જો હું ભુલી જાઉં તો પછી આપણું ગાડું આગળ કેમ ચાલે? હવે તો હું ત્હમારા શિકારને સારી રીતે ઓળખી ગયો. પેલો હોટલવાળોજને? એ મહા બદમાશ છે, જ્યાં જ્યાં જાય છે, ત્યાં તે પોતાને જુદા જુદા નામેજ ઓળખાવે છે, અત્રે ત્હેણે પોતાનું નામ "આલસેટ" બતાવ્યુ છે, મ્હેં ઉડતી ગપ સાંભળી છે કે આ બદમાશને ઝવેરાતની સારી પરિક્ષા છે, પણ મ્હારા મહેરબાન! અત્રે તે કઇ મતલબથી આવ્યો છે? શું ત્હમે એનો આશયનો સમજી ગયા છો?

બ્લેઇકે સ્હેજ મોઢું ફેરવતા કહ્યું, "હા! કંઇક સમજ્યો છુ. જનાબજાદા કઇ સ્ટીમરની સફર મારવા નથી આવ્યા, પણ ત્હેની નજર લેડી બ્રેસથર્પ પર પડી છે."

સ્મિથ કુતુહલ પૂર્વક બોલી ઉઠયો, "લેડી બ્રેસપર્થ તે કઇ? પેલી બુઠ્ઠી સારા સારા ડ્રેસો પહેરી ઝવેરાતનો પૂર ભપકો કરી ડેકપર ફરે છે તે તો નહિ?"

"હા! એજ, કેમ તે એના ઘરેણા નથી જોયાં તે બુઠ્ઠી પાસે એક પેટી ભરી, જુદી જુદી તરેહના અનેક ઘરેણાં છે, જેની કિંમત રૂપિયા દશ લાખ છે."

"બુઠ્ઠી ઓરતને આટલો બધો શોખ?" સ્મિથે વિસ્મયતાથી પૂછ્યું. "મ્હને એમ લાગે છે કે એ કોઇ મ્હોટા કુટુંબની હશે. ઘરેણાં પહેરે છે એટલે રંગભૂમિપરની નટી જેવી ભાસે છે."

" એ એની મરજીની વાત છે. જો કોઇ શાહુકાર ત્હેના ઝવેરાતને સફાચટ બનાવી દે તો. એનો બધો શોખ જતો રહે. નવાબ જાદા ઓલસેટ આ ઝવેરાત ઉઠાવવાનો સુયોગ શોધી રહ્યા છે, ઇશ્વર કરે ને મ્હારો પરિચય પામી જાય તો સારૂં, નહિંતર તે સાહેબ અહિંથી અગીયારા ગણી જવાની તૈયારીમાં રહેશે. જો સ્મિથ ! મ્હારી કહેલી વાતો પૂરતી રીતે ધ્યાનમાં રાખજે, નહિતર આવો મહાન ઉઠાઉગીર હાથમા આવેલો છે તે ન્હાસી જશે. "

" ગવર્નર ! હુ સાવચેત રહીશ. આ બદમાશ અત્યાર સુધી આમ શાત ચિન્તે બેસી રહ્યો છે. એમ મારા માનવામાં નથી આવતું "

" જો તેને એકદમ પ્રાપ્ત થઇ ગયુ હોત. તો એ આમ ગુપચુપ બેસી ન રહે. લેડી બેસપર્થનું સર્વ ઝવેરાત જહાજના ખજાનચી પાસે સુરક્ષીત અવસ્થામાં છે. આવી જગ્યાએથી ઉઠાવવું એ કાંઇ નાની સુની વાત નથી- જો આ પ્રમાણે ઝવેરાત ખજાનચી પાસે ન હોત તો તે શાહુકાર કયારનો એ ઉડાવી ગયો હોત, પણ સ્મિથ ! એ સાહેબ ને હજુ આશા છે કે જ્યારે લેડી બ્રેસપર્થ સ્ટીમર પરથી ઉતરશે ત્યારે ઉઠાવી જવાશે, હું.........મિ. વેટ ! થેકયું, મ્હારે હમણાં એની આવશકયતા નથી. "

સ્મિથ, બ્લેઇકની આ પ્રમાણે બદલાતી વાતચીતનો અર્થ સમજી ન શકયો. તે ઉત્સુકતાથી ચારે બાજુ જોવા લાગ્યો. નજર ફેરવતાં માલમ પડયું કે મિ. બ્લેઇક તરફ બે મુસાફરો આવી રહ્યા છે. આ બે આવનાર વ્યકતીમાની એક પ્રૌઢ અને બીજી યુવાન છે, બ્લેઇકે આ બે વ્યકતીઓને જોઇ પોતાની વાતનો પ્રસંગ બદલી નાખ્યો. કારણ કે કદાચિત તેઓ તેનો અસલ પત્તો પામી જાય.

પ્રૌઢે, બ્લેઇકની પાસે આવતાંજ કહ્યું, " વૅલ મી. ક્રુમ્બેલ ! આજનો દિવસ કેવો આનંદમય છે ! "

હા ! આજનો દિવસ ઘણો રમ્ય લાગે છે, શાંતવાયુ મનજને શાંતિ આપે છે, ગઇ કાલે સાંજે તોફાનને લીધે ડેક પર ફરતી બે રમણીયો ગભરાઇ ગઇ 'તી. "

પ્રૌઢનું નામ સર કૉલિકોરનીયસ હતું, ત્હેણે કહ્યું, " કેપ્ટનનું કહેવુ છે કે સમુદ્રના આ ભાગમાં હંમેશ તોફાનની સ્હામે થવું પડે છે"

" હા ! એ ખરૂ છે. "

આટલી વાત કર્યા પછી બંને આગંતુકો આગળ જતા રહ્યાં, એ લોકના ગયા પછી, સ્મિથે ઝીણા સ્વરે બ્લેઇકને કહ્યુ, " ગવર્નર ! આ બે આદમી મ્હને ઠીક નથી લાગતા, કદાચિત મ્હારૂં અનુમાન ત્હમને ખોટી હશે, એમ લાગશે. પણ આ તો ફક્ત મ્હારૂ અનુમાનજ છે, કદાચ ત્હમે તેઓને ઓળખતા હશો ! "

" હા ! ઓળખુ છું, કિંતુ ત્હારૂં અનુમાન ખોટું છે, એમ કહી શકતો નથી. યુવાન સર કૉલીનનો પુત્ર છે, પિતા, પુત્ર બંન્ને મહાન ધૂર્તો છે- સર કોલીનની પાસે કુળનું ગૌરવ છે, પરંતુ પૈસા ટકાનો હંમેશા એની પાસે અભાવજ રહે છે. સર કોલિન પણ પેલી ધનાઢય યુવતી કે જેની તુ હમેશાં વાત કર્યા કરે છે, ત્હેની તરફ નજર છે, એજ મીસવેરસ્ટન હજુ ઉમ્મર લાયક નથી, કિંતુ તે આવતા વર્ષમાં લાયક થઇ જશે, તે વખતે તેણી સઘળી સંપતીની માલિક બનશે. મીસવેરસ્ટને કોલેજમાં અભ્યાસ કર્યો છે. પોતાના અભ્યાસના દિવસોમાં કોલેજની બોરડીંગમાં રહેતી હતી. સાંભળવા પ્રમાણે ત્યાં તેણી કોઇ નવયુવાન

સાથે પ્રેમમાં પડી હતી. ખરૂં ખોટું ભગવાન જાણે પણ સર કોલિન, તેણીને તે નવયુવાનને ભૂલાવી દેવા સમુદ્ર મુસાફરી કરાવ્યા કરે છે. એ તો પુત્ર પણ સાથેજ છે. પુત્રને સાથે લાવવામા પણ ભેદ છે. પુત્રને સાથે રાખવાનો એટલોજ માયનો છે કે સમય જતા મીસ. વેસ્ટન પોતાના પુત્ર સાથે પ્યારમા પડે, અને સર કોલિન તેણીને પોતાની પુત્રવધૂ બનાવી, ત્હેણીની અનહદ સંપત્તિનો માલિક થાય."

**સ્મિથે** કહ્યું, "મને સંશય છે કે સર કોલિનની મનો-વાંચ્છના સફળ થશે કે નહિ ? આસીસ્ટંટ કેપ્ટન મીસ એલનડીન સાથે મીસ વેસ્ટનનું વર્તન જોતાં માલુમ પડે છે કે ઉભય એક બીજા સાથે પ્રેમમાં ફસી પડયા છે. જ્યા આવી યંત્રણા ચાલે છે ત્યા મદને ત્હમેજ સમજાવશો કે સર કોલીન કેવી રીતે પોતાની ઉમેદ બર લાવશે ?"

**બ્લેઈકે** હસીને પ્રત્યુત્તર આપ્યો, "શુ. એ પણ તુ જાણી ગયો ? ઠીક, હવે તુ અત્રેથી જતો રહે કદાચ આપણી આવી વાતનો સંશય કોઇને પડે તો આપણુ કાર્ય સિદ્ધ નહિ થાય"

**સમય** વિચારી સ્મિથ ત્યાંથી ચાલ્યો ગયો. બ્લેઇકના હાથમા એક પુસ્તક હતું, તે ત્હેણે ઉઘાડી વાચવું શરુ કર્યું; કિંતુ ત્હેનુ ચિત્ત કોઇ બીજે માર્ગે વિચરવાતું હતું. એક સમૃધ્ધિ સંપન્ન રમણી, લાખ રૂપિયા કરતા પણ અધિકના જરહવેરાત સાથે સ્ટીમર પર મુસાફરી કરી રહી છે, ને બીજી બાજુ યુરોપનો અઠંગ ઉઠાવગીર પણ એજ સ્ટીમર પર મુસાફરી કરી રહયો છે. ભક્ષ પર ત્હેનો ભક્ષક ભક્ષ કરવા તલપી રહયો ત્યારે વિખ્યાત લંડનવાસી બ્લેઇક કેવી રીતે પુસ્તક વાચી શકે ? સર કોલિન કોર્નિયસ, મીસ

વેસ્ટનની સમસ્ત સંપતિ ઉઠાવવાને સારૂ પોતાના પુત્ર સાથે હેણીનું લગ્ન કરવવા ઇચ્છે છે, તે બ્લેઇકના ચાલાક મગજને સમજતા જરા પણ વાર ન્હોતી લાગી. વળી મિસ વેસ્ટન સર કોલિનના પુત્રને નથી ચાહતી, એ પણ તે જાણી ગયો હતો. મીસ વેસ્ટનને તો કોલિનના પુત્રનુ મુખ પણ નથી ગમતું, આ જાણી બ્લેઇક મનમા ખુશ થયો. "ઇસ્ટર્ન ક્વીન"નો આસીસ્ટંટ કેપ્ટન એલનડીન સ્વરૂપવાન, ચારિત્રવાન, અને કર્તવ્યનિષ્ઠ યુવક હતો. આ નવયુવાનને જોતાજ મિસ વેસ્ટનના હૃદયમા એના સારૂં પ્રેમ પ્રગટયો હતો. બ્લેઇકે વિચાર્યું કે આ બન્ને યુવાન પ્રેમીઓના માર્ગમા કાટા વાવવા ઉચ્ચીત નથી. યુવક–યુવતીના પ્રેમ ઉપર સ્મિથે લક્ષ નહિ આપ્યુ, પરંતુ સર કોલિને એ પર પુરતું લક્ષ આપ્યું હતું. આને લીધે ઉપરોક્ત પ્રેમીઓ પર સર કોલિન ખુબ ક્રોધે બળતો હતો.

અસ્તુ, આ સમયે ડેકના એક એકાંત ભાગમાં મિસ વેસ્ટન એલનડીન સાથે ધીમે સ્વરે વાતો કરી રહી હતી. બ્લેઇકની ચપળ ચક્ષુઓએ સર કોલિનને આ નવયુવાન પ્રેમીઓ આગળ જઇ ઉત્તેજીત ભાવથી બોલતો જોયો શુ કહ્યું, એ એનાથી સંભળાયું નહિ, કારણકે તેઓ અને બ્લેઇકની વચ્ચે ઘણો અંતરાય હતા પણ બ્લેઇક એટલુ તો સમજ્યો કે સર કોલિને તે પ્રેમીઓને કંઇક કડુ વચનો કહ્યા.

આસિસ્ટંટ કેપ્ટન એલનડીન લજ્જીત મુદ્રાથી ચાલ્યો ગયો. મિસ વેસ્ટને ઉદાસ ચ્હેરે, ધીમે પગલે સરકોલિન સાથે કેબિન તરફ પ્રયાણ કર્યું,

ડિટેકટીવ બ્લેઇક ટેબલ પર પુસ્તક મુકી ડેકની રેલીંગને અઢેલી સમુદ્રના સુવર્ણ રંગી મોજા તરફ જોઇ રહ્યો થોડીક પળમાં એણે

સ્ટીમર પરના એક માણસને કહ્યું કે, "મ્હારા બટલરને દૂરબીન આપી જવા કહે."

થોડી વારમા જેમ્સ વેટ ઉર્ફે આપણો સ્મિથ દુરબીન સાથે બ્લેઇકની હજુરમાં હાજર થઇ ગયો.

દુરબીન લઇ બ્લેઇકે સમુદ્રની સપાટી પર જોવા માંડયું ત્હેનો વ્યકુળ ચ્હેરો જોઇ સ્મિથે પૂછયું, "શું છે?"

"એક" મોટર "બોટ"

"સમુદ્રના મધ્ય ભાગમાં?"

"હા! મોટર બોટ છે."

આ સમયે કેપ્ટન એલનડીન ત્યાંથી પસાર થતો હતો, ત્હેને બ્લેઇકે બુમ પાડી; "મિસ્ટર એલનડીન!"

એલનડીને પાછા ફરતાં કહ્યું, "શું છે? મિસ્ટર કેમ્બેલ?

"જુઓ!" દૂરબીન આપતાં બ્લેઇકે કહ્યુ, "સ્હામે મોટર બોટ જેવું લાગે છે."

"મોટર બોટ!" એલનડીને વિસ્મયતાથી કહ્યું, "અહિંયા "મોટર" બોટ ક્યાંથી આવી."

દુરબીનથી થોડી ક્ષણ જોઇ એલનડીન બોલ્યો, "સત્ય છે! "સત્ય છે! "મોટર" બોટજ છે. ઠીક, મિસ્ટર કેમ્બેલ હું હમણાંજ કેપ્ટનને ખબર આપું છું"

એલનડીન ઉતાવળથી કેપ્ટનને કહેવાને ચાલ્યો ગયો સ્મિથ હજુ સુધી બ્લેઇકની પાસે ઉભો હતો. એણે પૂછ્યુ, "ગવર્નર! બોટમાં કોઇ મનુષ્ય છે?"

"ના! કંઇ સમજ નથી પડતી. સમુદ્રની પેલી બાજુ કયો દેશ છે ?"

"મ્હને ખબર નથી."

"જ્યાં આગળ સમુદ્ર અને નિલાંબરી આકાશનો ભેટો થઇ રહ્યો છે, ત્યા આગળ "ગાર્યના" રાજાની સત્તા છે. આ રાજ્ય ફ્રેંચ ગવર્નમેન્ટની સત્તા નીચે છે. આ રાજ્યની, રાજ્યધાનિ "કારેન" એના છે. ઉત્તરમાં ત્રીશ માઇલના અંતરે "ડેવિલ" આઇલેંન્ડ છે. ત્હેનું નામ કોઇ દિવસ સાંભળ્યું છે ?"

"નહિ, ત્યાં કઇ જાતીના મનુષ્યો વસે છે ?"

"આ દ્વીપમાં ફ્રેંચ ગવર્નમેન્ટના ભયંકર અપરાધિયોને દેશનિ- કાલની સજા ફરમાવી આ ઉજ્જડ દ્વીપમાં રાખવામાં આવે છે. વિખ્યાત ઉડાઉગીર **ચોકટનો એકકો ડ્રિફ્રૈ હેન્રી ગૈરક** આજ દ્વીપમા રહે છે. એ નરપિશાચ સ્વદેશદ્રોહી છે. એ પોતાના સ્વદેશની સ્વતત્રતાને નષ્ટ કરવા સારૂં ભયકર ચેષ્ટા કરતો હતો. ત્હેણે સર્વ સંદેશા, દુસ્મન જર્મનિને કહી દીધા હતા અને ઘણો સારો તડાકો માર્યો હતો જર્મનિએ સંદેશાને આધારે ફ્રાન્સ પર આક્રમણ કરવા તૈયારી કરી· આવા ભયંકર ગુન્હાને અંગે તે નરપિશાચને "ડેવિલ આઇલેન્ડ" માં મોકલી આપવામા આવ્યો છે. વિશેષમાં એટલું તો ખરૂંજ કે હું નહિ હોત તો એ પિશાચ કદિ પણ ફ્રેંચ ગવર્નમેન્ટના હાથમા આવતે નહિ. હમણાં તે ત્યાં અતિ ભયકર શિક્ષા ભોગવી રહયો છે. હેન્રી ગૈરક મ્હારી પર અતિ તિરસ્કાર ધરાવે છે, અને મ્હને ત્હેનો જાલિમ શત્રુ સમજે છે. જો કર્મસંજોગે તે ત્યાંથી ન્હાસી છુટે તો સર્વથી પહેલાં તે મ્હારૂ ખુન કરવા કોશીસ કરે કદા-

ચિત હમારી વચ્ચે યુદ્ધ થાય તો એમાં એક આત્મા ઇશ્વરના દર-બારમાં પહોંચીજ જાય."

"હજુ તો કોઇ પણ બદમાશ યા ધૂર્ત ત્હમને ટપી નથી ગયો; સ્મિથે આગળ ચલાવ્યું, "ભલેને ગેરક ત્હમારાંથી બુદ્ધિમાન હો, પરંતુ તે ત્હમને નહિંજ હરાવી શકે."

"સ્મિથ! આપણા સામર્થ્ય પર આટલો બધો વિશ્વાસ રાખવો.

એ ઉચ્ચિત નથી. કદિ પણ આપણા શત્રુંને ન્હાનો સમજવો નહિંને, આપણા સામર્થ્ય પર પૂર્ણ વિશ્વાસ રાખવો નહિ......આ શુ? સ્ટીમર કેમ ઢોસે છે? એમ લાગે છે કે કેપ્ટન "મોટર" બોટની તપાસ કરશે."

થોડી ક્ષણોમાં સ્ટીમર પરના સર્વ મુસાફરોને માલમ પડયુ કે કોઇ "મોટર" બોટ સમુદ્રના મધ્ય ભાગમાં ઝોલા ખાય છે. આવા મધ્ય સમુદ્રમાં કદિ પણ "મોટર" બોટ નજરે પડતી ન્હોતી, તેથી ઉપરોકત "મોટર" બોટની વાત સાંભળી સર્વ મુસાફરો ડેકપરની રેલીંગ પાસે આવી કુતુહલતાથી જોવા લાગ્યા. સર્વની દ્રષ્ટિ "મોટર" બોટ પર હતી મુસાફરોની દ્રષ્ટિએ દૂર સમુદ્રમાં એ કાળા રંગનો પદાર્થ એક ક્ષણમા સમુદ્રના તરંગથી ઉપર આવે છે, અને બીજી ક્ષણમા છુપાઇ જાય છે.

આ સમયે સર કોલિન બ્લેકની પાસે આવીને ઉભો રહ્યા. સર કોલિને બ્લેકની પાસેથી દૂરબીન લઇ, ઘણીવાર સુધી સમુદ્રની સપાટીપર જોઇ, બ્લેકને કહ્યું. "વેલ! મી. કેમ્બેલ મ્હને લાગે છે કે આ "મોટર" બોટ "જેટી" છોડી સમુદ્રના તરંગોથી ઘસડાઇ આવેલી લાગે છે!"

"હા ! એમ પણ બને." બ્લેઇકે શાંતિથી પ્રત્યુત્તર આપ્યો.

"સ્ટીમરના કેપ્ટનની ફરજ છે કે આ "મોટર" બોટની તપાસ કરવી જોઇએ. જો કમનસીબે તેમાં કોઇ માણસ હોય તો તે કમભાગ્યની કેવી દશા થાય, જુઓ આ "જોલી" બોટ ઉતારવામા આવી છે——" સરકોલિન વાકય પુરૂં કરે તે પહેલાં તો "જોલી" બોટ પાણીમાં તરતી દેખાઇ.

આસીસ્ટંટ કેપ્ટન એલનડીન બોટનું સુકાન પકડી "મોટર" બોટની દિશામા "જોલી" બોટ હંકારી. થોડીવારમાં બોટ સ્ટીમરથી ઘણીજ દૂર નીકળી ગઇ. સ્ટીમર પરના સર્વે ઉતારૂઓ એકીટસે "જોલી" બોટ તથા "મોટર" બોટ તરફ જોઇ રહયા.

થોડી ક્ષણમાંજ એલનડીન "મોટર" બોટને પોતાની "જોલી" બોટ સાથે બાંધી સ્ટીમર તરફ પાછો વળ્યો.

બે ચાર ક્ષણમાં "જોલી" બોટ, "મોટર" બોટને લઇ સ્ટીમર પાસે આવી પહોચી સ્ટીમરના કેપ્ટને એકદમ, બુમ પાડી પૂછ્યું. "મિ. ડીન ! બોટમાં કોઇ માણસ છે કે ?"

"હા ! છે. "મોટર" બોટની ટાંકીમા તેલના અભાવે, તે આગળ ન્હોતી વધી શકી. મનુષ્ય તો અચેતન અવસ્થામાં છે. ત્હેના પોશાક પરથી તે "ફ્રાન્સ"નો ફ્રેંચ સૈનિક હોય એમ મ્હને લાગે છે."

બ્લેઇક અસ્ફુટ સ્વરે બોલ્યો, "શુ ફ્રેંચ સૈનિકના પોશાકમાં સજ્જીત માણસ અચેતન થઇ પડયો છે ? ! ત્યારે તો નકકીજ લાગે છે કે તે "ડેવિલ" દ્વિપ પરથીજ આવી રહ્યો છે. કારણકે "ડેવિલ" દ્વિપ સિવાય અન્ય કોઇ પ્રદેશ પાસે છેજ નહિ,"

ઉપરોક્ત અચેતન મનુષ્યને સ્ટીમરપર લઇ લીધો. સ્ટીમર પરના સર્વે મુસાફરો ત્હેની શોચનીય સ્થિતી જોઇ "હાય હાય" કરવા લાગ્યા. સર્વના હૃદયમાં વેદના થવા લાગી. તરતજ સ્ટીમરના ડોકટરે તે ભાન વિહીન મનુષ્યની સારવાર કરવી શરૂ કરી દીધી. ડોકટરે ત્હેની ચિકીત્સા કરી નીચેના રૂમમાં લઇ જવા હુકમ કર્યો.

ડોકટરના હુકમનો તત્કાળ અમલ કરવામા આવ્યો. સ્ટીમર પરના સર્વ મુસાફરો તે અપરિચીત મનુષ્ય કોણ છે, તે જાણવા ઉત્સુક થઇ ગયા. ત્હેમની ઉત્સુકતા કોઇપણ શાંત ન કરી શક્યુ.

ડેકના એક એકાંત ભાગમાં રેલીંગને અઢેલી બ્લેઇક તથા આસી-સ્ટંટ કેપ્ટન એલનડીન વાત કરી રહ્યા હતા. એલનડીન બોલ્યો ' "સૌભાગ્યવશ ત્હમારા દુરબીનથી બોટ દેખાઇ, ને તે બે નસિબ મનુષ્યનો વિષમ સંકટમાથી બચાવ થયો. મિ. કેમ્બેલ ! જો આ મનુષ્ય જીવશે તો એની જીવન રક્ષાનો સર્વ આભાર ત્હમને મળશે."

બ્લેઇક શાંત ચિત્તે સાંભળી રહયો. ત્હેનુ મુખ ગંભીર હતૂ. ત્હેણે થોડે દૂર ઉભેલા સ્મિથને ઇશારાથી પાસે બોલાવ્યો. સ્મિથે પાસે આવી બ્લેઇકને પૂછ્યૂ, " કેમ? શું કાંઇ નવીન ઘટના બની છે ? "
" ના, કંઇ નવીન નથી કિંતુ આ " મોટર " બોટમાના મનુષ્ય વીષે કંઇક વિશેષ રહસ્ય માલમ પડે છે,

" શું ? એવું તે કેવું રહસ્ય ?"

"સ્મિથ ! હમણાં હું થોડીવાર પર ત્હને "હેન્રી મૈરક" ઉર્ફે ચોકટના એકકાની વાત કરતો હતો, તેજ બદમાશને ફ્રેંચ સૈનિકના પોષાકમાં આપણી સ્ટીમર પર લાવવામાં આવ્યો છે. બ્લેઇકે કહ્યું'

**બ્લેઈકની** વાત સાંભળી સ્મિથ પાષણના પૂતળાંની માફક સ્થંભિ ગયો. હેના મુખમાંથી ઘણીજ મ્હેનતે નીચેનો શબ્દો નીકળ્યા, "ગવ-ર્નર! ત્યારે તો કોકડું ખુબ ગુંચવાયું! હવે શું કરશું?"

"**સ્મિથ!** આવા ભયાનક આદમીને, અત્રે આશ્રય આપ્યો છે એવું કેપ્ટનને સમજાવવું, યોગ્ય ધારૂં છું પણ આ વાત ગુપ્ત રાખવી કે, તે **ચોકટનો એક્કો છે.**

*　　　　*　　　　*

"**ઇસ્ટન** ક્વીન" નો કેપ્ટન પોતાની કેબિનમાં નિરાંતે આરામ લેતો હતો. બ્લેઈક ત્હેની કેબિન આગળ ગયો, ચોતરફ નજર ફેરી જોયું કે કોઇ પણ મનુષ્ય ત્હેની હિલચાલ જોતું નથી. ત્હેણે ધીમેથી કેબિનના દ્વાર પર આઘાત કર્યો.

બારણા પર અવાજ થતાં કેપ્ટને વિસ્મયતાથી દ્વાર ખોલ્યુ, ને બ્હાર જોયું તો બ્લેઇકને ઉભેલો જોયો, જોતાની સાથે કેપ્ટને ત્હેની સાથે હસ્ત ધૂનન કરતાં કહ્યું, "વેલ! મિ૦ કેમ્બેલ શું કામ છે?"

"**મી૦** કેપ્ટન! મ્હારે ત્હમારી સાથે ખાનગી વાત કરવી છે.

"**ઘણીજ** ખુશીથી આવો અંદર."

**બ્લેઇકે** અંદર જઇ પાસે પડેલી ખુરસી પર સ્થાન લીધુ, કેપ્ટને કેબિનનું દ્વાર બંધ કરી, પાછા વળતા પૂછ્યું, "મિ૦ કેમ્બેલ! એવી તે શું ખાનગી વાત છે?"

"**આપે,** જે મનુષ્યને મોટર બોટમાંથી લઇ આપની સ્ટીમરમાં આશ્રય આપ્યો છે. ત્હેને વિષે કંઇક વાત કરવા માગું છું. તે ઇસમ ઘણોજ ભયંકર છે, ને તેથી ત્હેનાથી ત્હમને સાવધાન રહેવાની ચેત-વણી આપવા આવ્યો છું.

"શું તે ઉઠાઉગીર છે?"

"હા! એ બદમાશ **ચોકટનો એક્કોજ** છે."

"શું ચોકટનો એક્કો, પેલો હેન્રી ગેગ!!"

**કેપ્ટનના** મુખમાંથી બસ સહિત આ શબ્દો નીકળી પડ્યા.

"**મી૦** કેમ્બેલ! ત્હમને એવો તે કેવી રીતે શક પડ્યો કે આજ **ચોકટનો એક્કો છે.** મ્હને મહેરબાની કરી સમજાવો."

કેપ્ટને વ્યાકુળતાથી ખુલાસો માગ્યો.

"ઠીક મિ૦ કેપ્ટન એનું રહસ્ય ખોલાવવામાં સાર નથી, પરંતુ આપને એક ખાનગી વાત કહું છું તે અન્યનાં કર્ણે ન જાય તે સમાલજો. ત્હમે મ્હને મિ૦ કેમ્બેલના નામથી ઓળખો છો. પણ સત્ય હકીકત તો એ છે કે એ નામ તદ્દન ઉડાગ ઉટાંગજ છે. મ્હારૂં સત્ય નામ આપ આ કાર્ડ વાંચી જુઓ એટલે ખબર પડશે." બ્લેઇકે પાટલુનના ખિસ્સામાંથી પોતાના નામનું કાર્ડ આગળ ધર્યું કાર્ડ પરના અક્ષરો વાંચતાં, કેપ્ટન બ્લેઇકના મુખ સ્હામે તાકીને જોવા લાગ્યો. ત્હેણે વિસ્મયતાથી કહ્યું, "શુ ત્હમેજ વિખ્યાત ડિટેક્ટીવ "સેકસ્ટન બ્લેઇક." શું હું સ્વપ્નું તો નથી જોતો?"

**બ્લેઇકે હસતા હસતા** જવાબ દીધો. "નહિ, સ્વપ્ન નથી, પણ સર્વ પ્રત્યક્ષ છે. આપે મ્હને 'વિખ્યાત' આદિ વિશેષણો લગાડી અત્યંત આભારી કર્યો છે."

**કેપ્ટનને કશી ગમ** પડી નહિ, તેથી ત્હેણે આગળજ ચલાવ્યું, "પણ ત્હમે અહિં કેવી રીતે આવ્યા? મ્હને તદ્દન અસંભવિત લાગે છે!?"

અસંભવિત કશુંજ નથી. કાર્યવશ મ્હારે ઓસ્ટ્રેલીયા જવું પડ્યુ હતું વળી તમારી સ્ટીમરમાં મ્હારો શિકાર છે, એટલે મ્હારે અત્રે સ્થાન લેવું પડ્યું છે, મ્હારા શિકારનું રહસ્ય હું અત્રે ઉકેલવા ઇચ્છતો નથી, પણ એટલું તો સત્યજ માનજો કે હું આ બદમાસ, "ચોકટના એકકા" ને સારી રીતે પિછાનું છું.

કેપ્ટન થોડીવાર તો કાષ્ટના પુતળાની માફક ઉભો રહ્યો, પછી એક્ષણ ત્હેણે બ્લેકને સંબોધી કહ્યું, "મિ૰ બ્લેક! તમે મ્હારી સાથે ચાલો."

"મિ૦ કેપ્ટન! હમણાં સમયને અનુસરી મ્હને મ્હારા ઉપનામ કેમ્બેલના નામથીજ સંબોધજો.

કેપ્ટને અપ્રતિમતાથી પ્રત્યુત્તર વાળ્યો. " ક્ષમા કરજો, હવેથી એવી ભુલ નહિ કરૂં. ઠીક, મિ. કેમ્બેલ! મ્હારી સાથે ચાલો. "

કેપ્ટને કેબિનનું દ્વાર ખોલ્યું, તે બ્હાર નીકળ્યો. બ્લેક આગગાડીના ડબ્બાની માફક કેપ્ટનરૂપી એન્જીનની પાછળ ચાલ્યો, થોડીક વાર "ડેક" પર ચાલ્યા. બાદ બન્ને જણા એક કેબિનના દ્વાર આગળ આવી પહોંચ્યા.

વાંચકો! આજ કેબિનમાં તે અચેતન મનુષ્યને આશ્રય આપવામા આવ્યો હતો કેપ્ટને ડાકટરની પાસે આવી પૂછ્યું, " મિ. હાર્ડી! રોગીની સ્થિતી કેમ છે? "

ડાકટરે ચમકીને પૂછ્યું, " રોગી કોણ? આને તો કોઇ પણ પ્રકારનો રોગ નથી, ફક્ત ઘણી વખતનો અપવાસ હોવાથી ત્હેની ચેતન શક્તિનો લોપ થયો હતો, ત્હેને "ટોનીક" આપવાથી તે એક પહેલવાન જેવો સાજો થતો લાગે છે. મિ. કેપ્ટન, મ્હને આ આદમીની મુખમુદ્રા જોતાં, તે સારો નથી લાગતો. "

કેપ્ટને ઇંતેજારીથી પૂછ્યું, " ત્હમે શા ઉપરથી કહી શકો છો, મિ. હાર્ડી ! કંઇ ખુલાસો કરશો.

ખુલાસો દિવાની જ્યોત જેવો છે. ત્હેના પગોમાં જંજીરોના કાળા ડાઘા છે, ત્હમારે ખાત્રી કરવી હોય તો એના પગો તપાસી જુઓ."

ઉપરોકત ખૂલાસો સાંભળી કેપ્ટને બ્લેઇકની સ્હામું જોયું, ત્હેના પ્રત્યુત્તરમાં બ્લેઇકે ઇશારાથી ચૂપ રહેવા કહ્યું.

કેપ્ટન અને બ્લેઇકની ઇશારતબાજી તરફ ડૉક્ટર હાર્ડીનું લક્ષ ન્હોતું, તેથી ત્હેણે, તેઓને કહ્યું, " ચાલો ખાત્રી કરો. " સર્વ ઉઠીને પાસેના કેબિનમાં જ્યા નામચીન શાહુકાર ચોકટનો એકકો હતો, ત્યા ગયા. આ સમયે હેન્રીગૅરક કંઇક હોસમાં આવ્યો હતો, ત્હેણે અસ્ફુટ સ્વરે પૂછ્યું, " હું કયાં છું ? "

ડોકટરે પ્રત્યુત્તર વાળ્યો કે, "ડરો નહિ, ત્હમે આપત્તિ શૂન્ય સ્થાનમાં છો લો આ "પેગ" પી ત્હમારી સુસ્તી ઉરાડો" ડોકટરે એક ગ્લાસમાં બ્રાન્ડી કાઢીને આપી. શરાબનો ઉપાસક હેન્રી, તત્કાળ ગટગટાવી ગયો, ત્હેણે શરાબનું ખાલી ગ્લાસ ટ્રુલ પર મુક્યું, અચાનક ત્હેનું ધ્યાન પોતાની સ્હામે ઉભેલા બ્લેઇક તરફ ખેંચાયું, ત્હેનુ મુખ સફેદ પૂણી જેવું થઇ ગયું. ત્હેનો ચ્હેરો ગંભિર થઇ ગયો. તે પોતાની લિજ્જુનીફાટ જેવી આખોથી બ્લેઇકના સ્હામે તાકીને જોઇ રહ્યો. તે મનમાં પટપટયો, " અરરર ! વળી સેક્સ્ટન બ્લેઇક અહિંયા કયાંથી ફાટી નીકળ્યો " કેપ્ટને ગૅરકના અસ્ફુટ શબ્દો સાંભળી બ્લેઇકના મુખ તરફ જોયું, ડિટેકટીવ સેક્સ્ટન બ્લેઇક જડવત્ થઇ, હેન્રી ગૅરકના તરફ જોઇ રહ્યો હતો. બ્લેઇકે ધીમેથી કેપ્ટનના કાન પાસે મુખ લાવી કહ્યું. " કેમ કેપ્ટન સાહેબ ! હવે ખાત્રી થઇ કે આ

હેન્રી ગૈરક હું ચોકરનો એકકો છે, અને હું સેક્સ્ટન બ્લેઇક છુ, આ નર પિશાચે અનેક મનુષ્યનાં ખૂન કર્યાં છે. એને જીવનભર દેશ-નિકાલની સજા " ફ્રેંચ" ગવર્નમેંટે કરી હતી, એ કેવી...

બ્લેઇક પોતાની વાત પૂર્ણ કરે તે પહેલાં ડોકટરે વ્યાકુળતાથી બુમ પાડી, " મિ. બ્લેઇક ! સમાલો ! સમાલો !

શબ્દ સાભળતાંજ સેકસ્ટન બ્લેઇક બે કદમ પાછળ હઠી ગયો. બદમાશ ગૈરકે બ્લેઇકને વાતમાં રોકાએલો જોઇ, હેના પર તૂટી પડવાનો અજમાયશ કર્યો, પણ સમયસુચકતા વાપરી બ્લેઇકે પોતાનો બચાવ કર્યો.

ગૈરક એકદમ ઘાંટો પાડી બોલી ઉઠયો, " મરીજા, ડુબીજા, ઓ કમભાગી જાસુસ, મ્હારા દુશ્મન, ત્હારું કાળું કર. " આટલુ બોલી બદમાશ બ્લેઇક પર તુટી પડયો, બ્લેઇકે સમયસુચકતા વાપરી ત્હેના બને હાથો વિદ્યુતવેગે પકડી લઇ, ત્હેની છાતીમા એક કકડાવીને લાત મારી ગૈરકે હાથ છોડાવવા શક્ય કોશીષ કરી, પરંતુ ત્હેની સર્વ મ્હેનત નિષ્ફળ થઇ હેન્રીના ક્રોધનો હવે તો પારજ ન રહયો. ત્હેણે બ્લેઇકને બિભત્સ ગાળોના વરસાદથી વધાવી લીધો. બ્લેઇકે કેપ્ટન તથા ડોકટરની મદદથી હેન્રીના હસ્તોમાં લોખંડની હાથ કડીઓ નાખી દીધી.

બ્લેઇકે છુટકારાનો શ્વાસ ખેંચતા, કેપ્ટનને પૂછયુ " મિ૦ કેપ્ટન ! હવે આ બલાને કેવી રીતે "ડેવિલ" દ્વીપમાં પાછો મોકલશો ? "

કેપ્ટને થોડીવાર વિચાર કરી કહ્યું, "હવે જ્યારે આપણી સ્ટીમર આવતા બંદર પર ઉભી રહેશે, ત્યાં ત્હેને પોલિસને સોપી દઇશું, ને ત્હેને પાછો ડેવિલ આઇલેન્ડ" માં પોંચાડી દેવાની ગોઠવણ કરીશું કેમ બરોબર છે ને ?"

"હા. આવતું બંદર પણ "ફ્રેંચ" ગવર્નમેંટની સત્તામાં છે એટલે ત્યાં, આ નામચીન એકકાને સોંપવામાં વાંધો નહિ આવે."

આ પ્રમાણે વાતચીત કરી, હેન્રી ગેરકને કેબીનમાં પુરી, સેક-સ્ટન બ્લેઇક પોતાની કેબિનમાં ગયો, ત્હેને આ સર્વ ઘટના ઇન્દ્રિજાળ સમાન લાગી. કેબિનમાં સ્મિથ ત્હેની રાહજ જોતો હતો. ત્હેણે બ્લેઇકને ખુરસી આપી બેસાડયો. બ્લેઇક પોતાના સીગાર ચોઇસમાંથી "સીગાર" કાઢી ચેતાવી, ધુમાડાના ગોટેગોટા કાઢી, બનેલી વાતનો વિચાર કરતો વિચારમાં ગરકાવ થઇ ગયો.

# પ્રકરણ ૩જું.

## ચાલાક ચોર.

**સેકસ્ટન** બ્લેઇકે પોતાના મદદગાર સ્મિથને કહ્યું, " સ્મિથ ! હું ઘણીજ મુંઝવણમાં આવી પડયો છું. સ્ટીમરના સર્વ મુસાફરો મ્હારો આગલો પરીચય પામી ગયા છે. એમા હુ કોઈ બીજાને દોષ નથી દેતો, પરતુ આપણા સર્વ કાર્યો નષ્ટ થઇ જશે એવી વકી દેખાય છે"

" શું આપ એમ સમજો છો કે ત્હમારી હયાતી છતાં કર્નલ ઓલસેટ પેલી વૃદ્ધ બ્રેસથર્પનું ઝવેરાત ચોરશે ? " સ્મિથે, બ્લેઇકને સ્હામો સવાલ પૂછયો.

**સેકસ્ટન** બ્લેઇકને પહેલા એવી ખાત્રી હતી કે ત્હેનો સત્ય પરિચય સ્ટીમર પરનો એક પણ ઉતારૂ પામશે નહિ, સ્ટીમરના કેપ્ટન, તથા ડૉકટરે બ્લેઇકનો પરિચય જાણ્યા બાદ, ત્હેને પ્રસિદ્ધમાં ન લાવવો એવો તેઓને બ્લેઇકે આગ્રહ કર્યો હતો. કેપ્ટને બ્લેઇકની વાત ધ્યાનમાં રાખી, પણ ડૉકટર હાર્ડીએ ગફલતીમાં, અપરિચીત પ્રસંગ સાથે વાતમાં બ્લેઇકનો પરિચય આપી દીધો હતો. કેમ્બેલનું અસત્ય નામ ધારી માણસ લડનનો બાહોશ ડિટેક્ટીવ સેકસ્ટન બ્લેઇક છે. એ સર્વ લોકોએ થોડી ક્ષણોમાં જાણી લીધું.

**સંધ્યા** સમય થતા પહેલાં ન્હાના બાળકથી તે વૃધ્ધો સુધી, ઉપરોક્ત વાત પસરી ગઇ હતી. હવે તો મિ. બ્લેઇકની સાથે વાર્તાલાપનો લાભ લેવા, સ્ટીમર પરના ઘણાં ઉતારૂઓના મન લલચાયા. આ કારણને લીધે બાહોશ ડિટેક્ટીવ ઘણીજ મુંઝવણમાં આવી ગયો. જો

સફેદ શાહુકારો શિકારની લાલસાએ સ્ટીમરમાં મુસાફરી કરી રહ્યા હતા, તે સર્વ ચેતી ગયા.

**સ્ટીમર** પરનો એક ઉતારૂ, કહોકે શાહુકાર ઓલસેટની ઉપર બ્લેઇકની તિક્ષણ નજર હતી, બ્લેઇકે ચોકકસ રીતે અનુમાન કર્યું કે હવે ઓલસેટ ડેકપર કોઇપણ પ્રકારનું ખુલ્લું કાવતરં નહિ કરે. પરંતુ તે એવી ચાલાકી કરશે કે તેથી ત્હેનો ધારેલો શિકાર ત્હેના પઞ્જામાંથી છટકી નહિ શકે, બદમાશ ચુડામણિ **ચોકટના એકકાને** બ્લેઇકે જંજીરોથી જકડાવ્યો હતો. તે છતાં, સર્વ મુસાફરો તેના નામથી ભયભીત થઇ ગયા હતા.

**ગૈરકના** સમાન ધોળે દહાડે લૂટનાર કોઇપણ ઉઠાવગીર સારા યૂરોપભરમાં ન્હોતો, હેન્રી ગૈરક એક એવી ટોળીનો નાયક હતો, કે તે ટોળીના સર્વ મનુષ્યો ત્હેના જેવાજ સાહસીક તથા કાવત્રાંબાજ હતા, તેઓ ત્હેના નાયકને સારૂ લોહી રેડવાને પાછા ન હટે એવા હતા. જ્યા ગૈરકના પરસેવાનું જો એક ટીપું પડે તો તે તેઓ ત્યાં લોહી રેડે; એવી સાહસીક ટોળીના નાયક હોવાનું માન બાહોશ **ચોકટના એકકાને** હતું. આવા ઝનુની એકકાએ જ્યારે "ડેવીલ" દ્વીપમાંથી છુટકારો મેળવ્યો ત્યારે એને આ જહાજમાથી મુકત થવું એ તો ઘણુંજ સ્હેલું હતુ.

**બ્લેઇકે** પોતાની કેબિન સ્ટીમરના એક શાંત વિભાગમાં પસંદ કરી હતી. કારણ કે ત્હેને જનસમુદાય તરફથી ઘણી અડચણો કરવામાં આવતી હવે. ત્હેની પાસે કોઇ સ્મૃતિચિન્હ લેવા આવતું, ને વળી બીજો કોઇ ત્હેની જાસુસીનાં પરાક્રમો સાંભળવા આવતું, આ સર્વના કરતાં વૃદ્ધ લેડી ગ્રેસહર્સ્ટ તો બ્લેઇક પ્રત્યે એવો વ્હેવાર ચલાવ્ય

માડજો કે, જેનું વર્ણન અત્રે ફરી નીર્થક સમય ગુમાવવો ઉચિત નથી. પરંતુ એટલું તો કહીશ કે જો લેડી બ્રેસથર્પ જુવાનીના પુરબ્હારમાં હોત તો ખચ્ચીતજ બ્લેઈકની પ્રણયી થતે.

લેડી બ્રેસથર્પ, ડેકની રેલીંગને અઢેલી ઉભેલા બ્લેઇકની પાસે આવી, હસતા મુખે કહ્યું, "મિ૦ બ્લેઇક! ત્હમારી હાજરીને લીધે મ્હારે બધી વાતનું સુખ થઇ ગયું. મ્હને મ્હારા ઝવેરાતની ઘણીજ દહેશત હતી. મ્હને ચોરીની ધાસ્તીએ રાત્રિ દિવસ ઉંઘ ન્હોતી આવતી, પણ હવે મ્હને નિરાંત વળી."

"લેડી બ્રેસથર્પ! આપની ધાસ્તી અયોગ્ય સ્થાને છે. જે ચીજો, સ્ટીમરના ખજાનચી પાસે રહે છે, ત્હેની ચોરી થવી ઘણીજ અસંભવિત વાત છે."

થોડી ક્ષણોમાં સર કોલિન નવાબી ઢબે બ્લેઇકની પાસે આવ્યો ત્હેણે બ્લેઇકને કહ્યું. "મિ૦ બ્લેઇક હું મ્હારૂં ધનભાગ્ય માનું છું કે ત્હમારા જેવાની સાથે મ્હારો પરિચય થયો. હું વધારે છુટ લઇને પૂછું કે ત્હમારૂં અહિં આ સ્ટીમરમાં આવવું કેમ થયું? મ્હારી છુટને સારૂં હું સર્વથી પહેલાજ મારી માગી લઉં છું."

"આપ મ્હારાથી સર્વ પ્રકારે મ્હોટા છો પછી મ્હને સવાલ પુછવાનો સંકોચ શા સારૂ રાખો છો?"

મ્હને એ સારૂં લાગે છે કે જો આપના જેવા બાહોશ ડિટેક્ટીવો દરેક સ્ટીમર પર રહે; તો ઉતારૂઓના જાનમાલની સલામતી રહે કારણ કે આપના નામથી સર્વ કંપી ઉઠે છે."

માઇલોર્ડ! જેના મનમાં કોઇપણ પ્રકારનું પાપ નથી; તે મ્હારા જેવા ભયંકર જાનવરની હાજરી હોય તો પણ તેઓને કોઇપણ પ્રકારે ધાસ્કો હોતોજ નથી."

**અસ્તુ**, જ્યારે આખી સ્ટીમર પરના સર્વ માણુસો જાણી ગયા કે મિ૦ ફેરમેલ, સુવિખ્યાત લંડનનિવાસી ડિટેકટીવ સેકસ્ટન બ્લેઇક છે, ત્યારે તેઓ તેનું મન રંજન કરવાની કોશીશ કરવા લાગ્યા. આ સર્વમાં સર કોલિનનો નબર પહેલો હતો. તે અવારનવાર આવી, બ્લેઇકની સાથે મિત્રાચારી કરવાની ચેષ્ટા કરવા લાગ્યો.

**બ્લેઇકનો** રોકડીયો જવાબ સાંભળીને કોલિન કડો આઇસ જેવો બની ગયો, ત્હેણે ધીમેથી આગળ ચલાવ્યુ, " ત્હમારી વાત ખરી છે, પણ ત્હમારી પધરામણીમાં કંઇ ગુહ્ય રહસ્ય હોવાનો મ્હને સંભવ છે, મ્હને લાગે છે કે ત્હમો લેડી બ્રેસથર્પના ઝવાહીરના રક્ષણાર્થે જળ-પ્રવાસ કરી રહ્યા છો. "

**બ્લેઇકે** એક વિલક્ષણ કટાક્ષ સર કોલિન તરફ નાખી કહ્યું, " હા, ત્હમારૂં અનુમાન સત્ય છે. મ્હારા એકલાની ઝવેરાત પર નજર નથી, કિંતુ કંઇક અન્ય, મહાશયોની નજર એનાપર છે"

આ શબ્દો સાંભળી સર કોલિનનું મુખ લાલચોળ થઇ ગયું, તે સંકુચિત મુદ્રાથી બોલ્યો, " શુ તે સત્ય છે? મ્હારૂં અનુમાન એમ નથી, શું ત્હમે કોઇની લુબ્ધ નજર છે, એમ જાણી ગયા છો, અને ત્હેની પાછળ ત્હમારા બનતા ઉપાયો લેવા શરૂ કરી દીધા છે ? "

" **એમાં** તે કશું અસંભવિત છેજ નહિ. "

**આ** તડનેફડ જેવા પ્રત્યુત્તરથી કોલિન સમજી ગયો કે બ્લેઇક " મ્હારી સાથે વિશેષ વાર્તાલાપ કરવા ઇચ્છતો નથી " સર કોલિને બાજુપર ખસી જઇ, પોતાની " પાઇપ " સળગાવી, ભવિષ્યના ઉચા કિલ્લા બાંધવામાં પોતાની શકિતયો દોડાવવી શરૂ કરી.

વખત જતાં, રાત્રિએ પોતાનું સ્વરૂપ બદલ્યું, સમુદ્ર શાંત હતો, આકાશ સ્વચ્છ હતુ, રાત્રિનું ભોજન સમાપ્ત કરી મુસાફરો આઠ, દશ માણસોના ટોળામાં બેસી ગપ્પા મારી રહ્યા હતા, સ્ટીમરના "અપર ડેક" પર બેંડ વાગી રહ્યું રતું, આ સમયે વચલા ડેકના એક શાંત ભાગમા મીસ વેરટન બેઠી હતી. આત્મચિંતાએ ત્હેણીને ચોતરફ ઘેરી લીધી હતી, ત્હેણીને બેંડનો મધુર સ્વર કર્કશ લાગતો હતો. સેકસ્ટન બ્લેઇક આ સમયે અહિંતહિં લટાર મારતો મીસ વેરટનની પાસે આવી પહોંચ્યો. તે વેરટનની મુખ મુદ્રાપરથી પામી ગયો, કે ત્હેણી ચિંતાગ્રસ્ત છે. મીસ વેરટનની એ સ્વાર્થીના પંજામાની ફસામણ બ્લેઇક પહેલેથીજ જાણતો હતો. ત્હેને આ અસહાય યુવતી પર ઘણીજ દયા આવતી હતી. કિંતુ એ વાતમાં માથું મારવાનું ત્હેને કેળવ અધિકારહિન ચર્ચામા ઉતરવા જેવું હતું

બ્લેઇક ધીમે પગલે મીસ વેરટન પાસે ગયો ને પૂછ્યું, " મીસ વેરટન ! ત્હમે આવી એકાંત જગામાં બેસી શું કરો છો ? "

મીસ વેરટને પોતાની તરંગાવળીમાથી ઝબકી ઉઠી, બ્લેઇકના મ્હો સામું જોઇ કહ્યું, " મિ૦ ક્રેમ્બેલ ! અરે...ભૂલી ..મિ૦ સેકસ્ટન બ્લેઇક ! હુ એક કમભાગ્ય મનુષ્યને સારૂં વિચાર ચલાવી રહી હતી "

" શું પેલી સૌભાગ્યશાળી વ્યક્તિના વિચારમાં ! " બ્લેઇકે હસતા હસતા પૂછ્યું.

" સૌભાગ્યશાળી ? ના ..ના એના જેવો કમભાગ્ય આ પૃથ્વી પર પણ કોઇ નહિ હોય, જે અચેતન વ્યક્તિને અત્રે આશ્રય આપી, કેદખાનામાં નાંખ્યો, ત્હેની મનોદશાનો વિચાર મ્હને આ વખતે આવ્યો. મ્હારા માનવા પ્રમાણે એ પગલું ઘણુંજ ભુલ ભરેલું છે. "

બ્લેઈક એકીટસે વેસ્ટનની મુખમુદ્રા નિહાળી રહ્યો હતો. ત્હેણે કહ્યું, " શું ત્હમે ત્હમારો મનોભાવ સત્ય કહો છો? જો તેમજ હોય તો આપનું હૃદય અતિ કોમળ છે, તે પારકાનું દુઃખ જોઇ સ્હેજમાં સ્નેહભીનું થઇ જાય છે. જો ત્હમે મ્હારી વાત પર વિશ્વાસ રાખો તો એ બદમાશ હેન્રી ગૈરક ઉર્ફે ચોકટના એક્કા પ્રત્યે જે વર્તન ચલાવ્યું છે, તે તદન વ્યાજબીજ છે, ત્હમોને ખબર નથી કે જો એને કેદ નહિ કર્યો હોત, તો તે એવા ઉપદ્રવ કરતે, કે જે ત્હમારા ખ્યાલમાં પણ નહિ હોતે, તે દેશદ્રોહી છે, તે સમાજદ્રોહી છે, ત્હેને બીજાનું સત્યાનાશ કાઢવા શિવાય......"

મિ૦ બ્લેઇક વાતને સમાપ્ત કર્યા વગરજ ચૂપ થઇ ગયો, ત્હેને એમ માલુમ પડયું કે કોઇ મનુષ્યસૂચક આર્તનાદ કરી રહ્યું છે. આ સમયે બેંડ તથા ગાણું સમાપ્ત થઇ ગયું હતું, સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું જે લોકો ડેકપર ફરતા હતા, ત્હેમણે-ઉપરોક્ત સ્વર સાંભળ્યો હતો. મીસ વેસ્ટને એકદમ ઉભા થઇ બ્લેઇકને પૂછ્યું, "મિ૦ બ્લેઇક આ શું સંભળાય છે! શું કંઇ દુર્ઘટના થઇ હોય એમ લાગે છે?"

"મીસ, વેસ્ટન ત્હમે આટલા બધા અકળાઇ કેમ ગયા?' શાંત થાવ કોઇ પણ મુસાફરના જાનમાલને નુકસાની નથી થઇ. હું હમણાંજ જઇ તપાસ કરૂં છું."

બ્લેઇકે પોતાની સ્હામે, સ્મિથને એકદમ દોડતો આવતો જોયો, તે ખુબ ગભરાયલો હતો. તે એકદમ પુકારી ઉઠયો, "ખૂન,! ખૂન......ખૂન!"

"કોનું?"

"હું વિશેષ કંઇ જાણતો નથી, પણ......"

"પણ...શું ? બરાબર બોલ."

"કોઇ અપરિચિત વ્યકતી નીચે ખજાનચીના કેબિનમાં ગઇ..."

"પછી ?" બ્લેઇકે ઈંતેજારીથી પૂછ્યું.

"પછી શું થયું તે મ્હને ખબર નથી. પણ ખજાનચી સાહેબ ભોંયપર રક્તમા તરબોલ પડયા હતા. અને તિજોરીનુ ઢાંકણું ખુલ્લું પડયું હતું.

"તિજોરીમાંનો માલ તો સલામત છે ને ?"

તે મ્હને ખબર નથી. જે મ્હને ખબર છે, તે સર્વ મ્હેં ત્હમને યથાર્થ નિવેદન કરી દીધું છે."

બ્લેઇક એકદમ દોડયો. ને અડધી ક્ષણમાં ખજાનચીની કેબિન આગળ આવી પહોંચ્યો. કેબિનતું મુખ દ્વાર લોકોના ટોળાથી ઠસોઠસ ભરાઇ ગયું હતું. આ ટોળાને વટાવી, તે ખજાનચીના ચેતન વિહીન શરીર આગળ આવી ઉભો. ત્યાં આગળ ડોકટર હાર્ડી તથા કેપ્ટન ત્હેના દેહની ચિકીત્સા કરતા હતા. બ્લેઇકે ત્હેમને પૂછ્યું "હજુ પ્રાણ છે કે નહિ ?"

"મિ૦ બ્લેઇક ! આ સત્યનાશી ઘટના કોણે કરી તે મ્હારાં સમજવામાં નથી આવતું હજુ ત્હેનામાં પ્રાણ છે." કેપ્ટને વ્યાકુળતાથી પ્રત્યુત્તર આપ્યો.

ડોકટર હાર્ડીએ કહ્યું, "ઘા સખ્ત છે. પ્રાણ રહેશે કે નહિ, તે કળી શકાતું નથી." થોડીવાર પાછી ચિકિત્સા કરી ડોકટરે હર્ષથી કહ્યું. "મિ૦ બ્લેઇક, મ્હને લાગે છે કે બચશે, એના શરીરમાં ધીરે ધીરે ચેતન આવતું જાય છે."

કેપ્ટને શોકથી કહ્યું. "પ્રાણ તો બચ્યો, પણ તિજોરી લૂટાઇ ગઇ, લેડી બ્રેસથર્પના સર્વ ઝવેરાત સફાસટ થઇ ગયા. ડાક્ટર હાર્ડી ત્હમે ખજાનચીને હોંશમાં લાવો." કેપ્ટને મ્હોં ફેરવી બ્લેઇકને સંબોધી કહ્યું, "મી૦ બ્લેઇક મ્હેરબાની કરી મ્હારી સાથે કેબિનમાં આવશો ! મ્હારે ત્હમારી સાથે વાત કરવી છે."

બ્લેઇકે મસ્તક ધુણાવી "હા" કહી કેપ્ટનની સાથે તે કેબિન તરફ વળ્યો. તે મનમાં કહેવા લાગ્યો, શું કર્નલ ઓલસેટે આખરે મ્હારી છતી આંખોમાં ધૂલ નાખી સ્ટીમરમાં મ્હારી હાજરી હોવા છતાં, તેણે આવી હિંમત ચલાવી."

કેપ્ટને કેબિનમાં જતાજ દ્વાર અંદરથી બંધ કરી દીધું. એટલામાં લેડી બ્રેસથર્પ હાંફતી હાંફતી કેપ્ટનની કેબિનમાં આવી. ત્હેણીએ અશ્રુભરી આંખોએ કહ્યું, "મિ૦ બ્લેઇક! મ્હારૂં સર્વનાશ થઇ ગયું ! હું વિધવા લુટાઇ ગઇ, મ્હને ગમે તે પ્રકારે મ્હેરબાની કરી મ્હારૂ ઝવેરાત પાછું મેળવી આપો. આ મધ્ય સમુદ્રમાં ચોરી કરનાર સ્ટીમર પરજ હશે મ્હને મ્હારું સર્વસ્વ પાછું મેળવી આપશો તો ત્હમને ૧૦૦૦૦) પોંડ ઇનામ આપીશ."

બ્લેઇક પ્રત્યુત્તર આપે તે પહેલાંજ કેપ્ટન વચ્ચે બોલી ઉઠ્યો, "ત્હમે. આટલા બધા અધિરા નહિ થાવ. મિ૦ બ્લેઇક અને હું બનતી મ્હેનતે ત્હમારૂં ઝવેરાત પાછું મેળવી આપીશું. આપ હમણાં ત્હમારી કેબિનમાં શાંતિથી બેશો. હમણાં મ્હારે મિ૦ બ્લેઇકની સાથે ગુપ્ત વાત કરવી છે.

લેડી બ્રેસથર્પે કેપ્ટનના બોલવા પર ધ્યાન નહિ આપ્યું, ને એકદમ આગળ ચલાવ્યું, "હાય ! મ્હારૂં સત્યાનાશ નિકળી ગયું

જ્યારે આપના ખજાનામાંથી ચોરી થાય તો પછી કોણ ત્હમારી સ્ટીમરમાં મુસાફરી કરશે. કેપ્ટન હું ત્હમારો સ્હેજમાં પિછો નહિ છોડું મ્હારા ઝવેરાતના ત્હમેજ જોખમદાર છો !"

"લેડી ! હુંજ જોખમદાર છું. પછી કંઇ ? હવે ત્હમે મ્હેરબાની કરી ત્હમારી કેબિનમાં પધારો." લેડી એસથર્પને રહમજાવી કેપ્ટન પાછો પોતાની કેબિનમાં આવ્યો,

"મિ૦ બ્લેઇક, આ કેવી અસંભવિત ઘટના ! આવી ઘટના તો મ્હારી સારી જિંદગીમાં પણ બની નથી. વળી ઉઠાવગીર તે પણ મધ્ય સમુદ્રમાં ! મ્હારો આધાર તો ફક્ત ત્હમારા પરજ છે. ત્હમારી સ્હાયતા વગર મ્હારી ઇજ્જત નહિ બચે. આવું સ્હાસ કરનાર મહાન પાકો બદમાશ હોવો જોઇએ. મ્હને એમ લાગે છે કે, બદમાશે હથોડાથી ખજાનચીને ઘા કરી, ત્હેના ખિસ્સામાંથી ચાવી લઇ, તિજોરીમાંથી સર્વ ઉઠાવ્યું હશે તિજોરીમાં એકલો લેડી એસથર્પનો માલ ન્હોતો, પણ બીજા સર્વનો હતો. મિ૦ બ્લેઇક હવે એવો રસ્તો શો કે જેથી મ્હારી ઇજ્જત બચે."

"ઘટના ઘણીજ રહસ્યમય છે. વાતો કરવામાં વખત ગુમાવવો જોઇએ નહિ ત્હમે સ્ટીમર ઉપરના સર્વ ખલાસી તથા કામદારોની હાજરી તપાસી જુઓ. ચોર જહાજમાં છે, એ નિઃસંદેહ છે. માલ પણ એની પાસેજ છે.''

"મ્હારો સંદેહ ત્હમારાથી ઉલટો છે." કેપ્ટને કહ્યું.

"ત્યારે શું ત્હમે એમ માનો છો કે માલ જહાજમાં નથી ? નહિ મ્હારા સાહેબ, એણે કંઇ સમુદ્રમાં માલ હોમવા આટલી ચાલાકી નથી વાપરી."

',નહિ હોવાનો સંભવ વિશેષ છે. સ્ટીમર પર એક આદમી નથી દેખાતો પણ તે આવું કામ કરે તે તદ્દન અસંભવિત છે.

"તે કોણ?" બ્લેઈક આતુરતાથી પૂછ્યું.

"તે મ્હારો પ્રાણથી પણ અધિક, કર્તવ્યનિષ્ઠ, ચારિત્રવાન આસીસ્ટંટ કેપ્ટન એલનડીન છે, એના જેવો કોઇ પણ મનુષ્ય મ્હને મળવો મુસીબત છે. કંઇક અંશે હું ત્હમારી પર અવિશ્વાસ કરી શકું, પણ એના પર તો રતિભાર પણ નહિ."

બ્લેઈક પ્રત્યુત્તર આપવા જતો હતો, પણ એટલામાંજ મીસ વેસ્ટને કેબિનમાં પ્રવેશ કર્યો, ત્હેણે પ્રવેશ કરતાંજ કહ્યું, "મિ૦ કેપ્ટન! સર્વ મુસાફરો કહી રહ્યા છે કે આ નિચકર્મ આપના સહકારી કેપ્ટન એલનડીને કર્યું છે, પણ એ વાત મ્હારી સમજમાં નથી ઉતરતી. સર્વ કહે છે કે તે સ્ટીમરમાંથી પોબારા ગણી ગયો છે. એ વાત મ્હને તદ્દન પાયા વગરની લાગે છે."

બ્લેઈક અને કેપ્ટન આ કોમળ હૃદયા યુવતી તરફ જોઇ રહ્યા હતા વેસ્ટનની હિરા જેવી આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યા હતા. અચાનક એટલામાં કઠોર સ્વરથી બોલતો સર કોલિન ત્યાં આવ્યો, ત્હેણે કહ્યું, "વેસ્ટન! તું કેમ આટલી બધી વ્યાકુળ થઇ ગઇ છે. જો સહકારી કેપ્ટન એલનડીન અપરાધિ ઠરે તો તેમા ત્હારે શું છે?"

મીસ વેસ્ટન હૃદયનો આવેગ નહિ રોકી શકી. તે ઉત્તેજીત સ્વરે બોલી ઉઠી "કેમ નહિ! હું એને મ્હારા હૃદયથી પણ અધિક ચાહું છું. એજ મ્હારો પ્રિયતમ છે."

કેપ્ટને, બ્લેઇકના સ્હામું જોયું. બ્લેઇકે કહ્યું, "મિસ. વેસ્ટન, ત્હમે હમણા ત્હમારી કેબિનમાં જાઇ નિરાતે બેસો.

**મી૦** બ્લેઇક હું તો ત્હારી દયાની ભિખારણ છું ગમે તેમ કરી મ્હારા પ્રણયીને નિરપરાધી ઠરાવો."

"ઠીક ! હું યોગ્ય કરીશ, પણ હમણા મ્હારું કહ્યું માનો."

**મીસ** વેસ્ટન. કોલિનની સાથે ત્યાંથી ચાલી ગઇ. "મહા ભયંકર ઘટના છે. રહસ્ય બહુ ઉંડું છે." એમ બબડતો સર કોલિન પણ વેસ્ટનની પાછળ ચાલ્યો ગયો.

બ્લેઇકે, કેપ્ટનને પૂછ્યુ, "શું એલનડીન સ્ટીમર પર નથી."

"ના ઘણી ખોળ કરી પણ ત્હેનો પત્તોજ નથી. વળી એક "લાઇફ" પણ નથી.

"એમા શુ થયું. પાસે કોઇ પણ દ્વીપ નથી, કે તે ત્યાં જઇ શકે ચોતરફ પાણીજ છે. શું એલનડીન એક શુદ્ર "લાઇફ" પર જહાજમાંથી ન્હાસી ગયો ?! તે મ્હને તો અસંભવિત લાગે છે. ખેર, "લાઇફ ક્યાં આગળ રાખો છો ?" બ્લેઇકે કેપ્ટનને તે જગાએ જવા પણ રહ્યુ. કેપ્ટન, બ્લેઇકનો મુદ્દો સમજવા વગરજ ત્હેને તે જગ્યાએ લઇ ગયો.

બે ક્ષણમાં તેઓ "લાઇફ બેલ્ટ" મુકવાની જગ્યાએ આવી પહોંચ્યા.

"**જુઓ** ! મિ૦ બ્લેઇક અહિંયા મુકીએ છીએ. આ કડીમાનું એક "લાઇફ બેલ્ટ" નથી. કોઇએ એની કડી ત્થા દોરી તોડી ચોરી કરી છે."

બ્લેઇકે દોરી (કપાયલી) હાથમાં લઇ તપાસ કરવા માંડી. કેપ્ટન એનો મર્મ નહિ સમજવાથી, પૂછ્યું, "શું માલમ પડયું. ?"

"મિ૦ કેપ્ટન, જુઓ વિચાર કરો. ક્યા ખજાનચીની કેબિન અને ક્યાં આ જગા ! ચોરે કેવી રીતે "લાઇફ બેલ્ટ" લીધી. શું એની હિલચાલ કોઇએ જોઇ નહિ ?"

કેપ્ટન જવાબ ન આપી શકયો. તે ઘણીવારે બોલ્યો, "ચોર-નારની ચાર ને જોનારની બે. એટલે હું શું કહું. ખજાનો ગુમ, ૧ "લાઇફ બેલ્ટ" ગુમ, ખજાનચીનું ખુન, અને વળી એલનડીનનું ગુમ થવું. એ સર્વ એકકી સાથે બન્યું છે. હવે એલનડીનનો અપરાધ પૂરવાર કરવા કયા પ્રમાણો જોઇએ છે?"

કેપ્ટનનો પ્રત્યુત્તર સાંભળી, બ્લેઇક થોડી .ક્ષણો વિચારમાં મશગુલ બની ગયો, તે એકદમ ગાજી ઉઠયો, "હં ! હવે સમજ્યો.

હવે સાંકળ કડી ખરોબર ગોઠવાઇ...મિ૦ કેપ્ટન, હમણા પેલો બદમાશ ગૈરક કયાં છે. ચાલો, મ્હને હમણા જ્યાં એને પૂર્યો કે ત્યાં લઇ જાઓ"

"કેપ્ટન વિસ્મયતાથી બોલ્યો, "મિ૦ બ્લેઇક ! ત્હમે કેવી અસંભવિત વાત કરો છો. ગૈરકના હાથ પગોમાં જંજીરો છે, પછી તે આ કામ કેવી રીતે કરી શકે ? વળી બ્હારથી મજબુત તાળું મારવામાં આવ્યુ છે. પછી તે આમા શામેલ હોવાના કયાથી સંભવ હોય ?"

"કંઇ નહિ, ત્હમે જરા તસ્દી લઇ મ્હને હમણાં ને હમણાં, ચુપચુપ ત્યાં લઈ જાઓ.' આમ કહી, બ્લેઇકે, કેપ્ટનના ઉત્તરની રાહ જોયા વગરજ આગળ ચાલવા માંડયુ. તેઓ ગૈરકના બન્દીખા-નાની કેબિન આગળ આવી પ્હોંચ્યા. બ્હાર તાળું અસલની માફકજ લગાવેલું હતુ. બ્લેઇકે બારણું ખખડાવી જોયું. પછી ત્હેણે કેપ્ટનને કહ્યું. "આની ચાવી કોની પાસે છે?"

---

૧. સ્ટીમરમા અકસ્માત થાય તે વખતે આ પટા પહેરી સર્વ સમુદ્રમા કૂદી પડે છે. તે રબરની બનાવટનો હોય છે કે જેથી. મનુ-ષ્ય વગર મહેનતે પાણીની સપાટી પર તરી શકે છે.

કેપ્ટને નિશ્વાસ નાખી કહ્યું, " જો ચાવી રાખનાર આદમી મોજુદ હોત, તો આ બધી મ્હેનત કરવીજ શું કામ પડતે. એલનડીન ગૈરકને હમેશા ખાવાનુ આપવા જતો હતો. એટલે ચાવી એની પાસે છે."

" ખેર, ચાવીનું કઇ કામ નથી. આપણે તાળું તોડી કહાડીશું " બ્લેઇકે ફરીથી બારણા આગળ જઇ ચાટો પાડી બુમ મારી. "હેન્રી! હેન્રી! ચલ બોલ! જલદી જવાબ દે?"

પણ અંદરથી કશો જવાબ નહિ મળ્યો બ્લેઇકે પોતાનો કાન બારણા પર માંડ્યો. ત્હેને આર્તનાદ કર્ણગોચર થયો. બ્લેઇકે પાછા ફરી કેપ્ટનને કહ્યું. " કોઇ ખલાસીને બોલાવો તાળુ તોડવાની ઘણીજ આવશ્યકતા છે. અંદર મનુષ્યનો સંચાર છે ને મ્હારી માન્યતા પ્રમાણે એલનડીનનું છે "

' શું એલનડીન!?' કેપ્ટને હર્ષથી પોકાર કર્યો થોડી ક્ષણમા એક ખલાસી હથોડી તથા છિણી લઇ આવ્યો એ ક્ષણમા તાળુ તુટી ગયુ. બ્લેઇકે ધીમેથી અંદર પ્રવેશ કર્યો બ્લેઇકની પાછળ બીજા દશ, બાર આદમી પણ અંદર ઘુસી ગયા.

અંદર શું જોયું? સર્વએ આસીસ્ટંટ કેપ્ટન એલનડીનને ભોંય પર બેહોશ થઇને પડેલો જોયો. એલનડીનના શરીર પર ફક્ત પાટલુન તથા ખમીસજ હતું. કોટ ગુમ થયેલો જણાયો. ત્હેની પાસે લોખંડની હાથકડીના ટુકડા પડ્યા હતા.

બ્લેઇકે કેપ્ટનને કહ્યું "જોઇ! આ **ચોકટના એક્કાની ચાલાકી?** એ શયતાન છુટવાની આશાએ કોઇપણ જગ્યાએ ભરાઇ બેઠો હશે. કારણકે સમુદ્રમાં ઝંપાપાત કરી પોતાના પ્રાણ આપે, એવું ત્હેનામા રતીભાર સામર્થ્ય નથી. કેપ્ટન! તમે આખી સ્ટીમરના ખુણેખુણા

તપાસાવો. " લાઇફ બેલ્ટ "ના ગુમ થઇ જવાથી, હમે એમ નહિ માની લો કે હેણે સમુદ્રમાં ઝંપાપાતજ કર્યો છે. તે શયતાનના બચ્ચાએ કાંઇ મરવાને સારૂં ચોરી નથી કરી, કિંતુ પોતાની સ્વતન્ત્રતાને પાછી મેળવવાને સુયોગની રાહ જોતો કોઇપણ ગુપ્ત સ્થાનમાં છુપાઇ રહ્યો હશે.

સ્ટીમરના ખુણેખુણા સોધ્યા. સ્ટીમરના સર્વ ખલાસીઓએ ચોરની શોધ કરી સર્વ જગ્યાઓ ત્રણ ત્રણ વખત શોધી પણ સર્વ વ્યર્થ ગયું.

સર્વ મ્હેનત નિષ્ફળ જવાથી, કેપ્ટન નિરૂત્સાહી બની ગયો, તે આખરે હોથપોથ થઇ બ્લેઇકની સાથે પોતાની કેબિનમાં આવ્યો.

" મિ૦ બ્લેઇક હવે શું કરવું ? મ્હને તો આ સર્વ ઘટના ઇંદ્ર જાળની માફક લાગે છે. જહાજની કેપ્ટનશીપ કરતાં, મ્હારી સારી ઉમર વિતી ગઇ, પણ આવો બનાવ કદિપણ બન્યોજ નથી. " કેપ્ટને ઉત્સાહવિહીન સ્હેરે કહ્યું.

" કારણ તો ફકત એટલુંજ કે ચોકટનો એકકો કદિ પણ હમારે પાને ન્હોતો પડયો. એને સારૂં આ જગતમાં કોઇપણ કામ અશકય નથી. ઠીક મ્હારી સમજમાં એમ આવે છે કે જ્યારે એલનડીન ગેર-કને ખાવાનું આપવા ગયો, ત્યારે હેન્રીના હસ્તોમાં હાથ કડીયો નહિ હોય. જંજીરો નહિ હોવાથીજ, જેવો એલનડીને કેબિનમાં પ્રવેશ કર્યો, ખજાનચીને મરણતોલ બેહોશ બનાવી. તિજોરી લુંટી, આ સર્વ કા-ર્યની પૂર્ણાહુતી કરી, તે કોઇપણ સ્થાને છુપાઇ બેઠો હશે. વળી " લાઇફ બેલ્ટ " પણ એણેજ ઉતાર્યો છે એ નિઃસંદેહ છે. આ કર-વાનું કારણ એટલુંજ કે સર્વને થાપ આપવા કે ચોર તો સમુદ્રમા

કુદી પડયો છે. મિ૦ કેપ્ટન, મ્હને ચોક્કસ ખાત્રી છે કે સ્ટીમરમાં એને મદદ કરનાર કોઇપણ માણસ છે."

બ્લેઇકનું છેલ્લું વાક્ય સાંભળી, કેપ્ટન આશ્ચર્યજનક સ્વરે બોલ્યો, "ગૈરકનો સ્હાયક કોણ! આપ શુ કહો છો મ્હારા સમજવામાં નથી આવતું."

"ઠીક, તો તમને સર્વ વાત ટુંકાણમાં કહી જાઉં, ત્હેની ધ્યાન પૂર્વક આલોચના કરજો બદમાશ હેન્રી ગરકને ફ્રેંચ ગર્વન્ટમેટે રાજ દ્રોહના ગુન્હા બદલ જન્મભર દેશનિકાલ કરવામાં આવ્યો, ત્હેને નિર્જન "ડેવિલ્સ" દ્વીપમાં મોકલી દીધો. ત્યાં કંઇ સુયોગ પ્રાપ્ત કરી, "મોટર" બોટમાં બેસી ન્હાસી છુટયો. કર્મસંજોગે, રસ્તામાં, ખાવાનું, પીવાનું મળ્યું નહિ, એટલે તે બેહોશ થઇ ગયો. વિશેષમાં ટાંકીમાં તેલ ખુટવાથી "મોટર" બોટ સમુદ્રના મોજા પર આમથી તેમ અથડાવા લાગી. સારા નસિબે, તમે એને જોયો, અને આશરો આપ્યો. જ્યારે ત્હેને અહિં લાવવામાં આવ્યો ત્યારે, ત્હેને ખબર પણ ન્હોતી કે "હુ કયાં છું." વળી લેડી બ્રેસથર્પ પોતાના મહા મુલ્ય ઝવેરાતો સાથે આ જહાજપર મુસાફરી કરી રહી છે, તે પણ ત્હેને ખબર ન્હોતી. આ વાતનો સ્વર પણ ત્હેને કર્ણે પડયો નથી, કારણકે જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તો એ બાઇ હતા તેવાને તેવા બની જ ઝવેરાથી જકડાઇ ગયા પછી જ્યારે હમણા આપણે ગૈરકની કેબિન ઉઘાડી ત્યા આપણે એલનડીનને બેહોશ પડેલો જોયો હતો. અને હાથકડીઓ ત્યા આગળ પડી હતી, અને ગૈરકનું ત્યાં નામ નિશાન પણ ન્હોતું- આ ઉપરથી એટલું તો સીદ્ધ થાય છે કે કોઇ બીજો મનુષ્ય, ડીનના પહેલાં ગૈરક પાસે ગયો હોવો જોઇએ, અને ત્હેને બંધનમુકત કર્યો હોવો જોઇએ."

" મિ૦ બ્લેઇક ! પણ હાથ કડી તો ખુલ્લી ન્હોતી પડી, પછી તે કોઇ બીજીજ પ્રકારે છુટયો હશે. "

" નહિ...નહિ, ગેરકના હસ્તોમાં એવું તે શું હતું કે તે સહેલથી કાઢી શકે, ખોલ્યા વગર હાથ કાઢવા એ કોઇપણ દિવસ બનવું અશક્ય છે. જુઓ સાંભળો ! જે ઇસમે હાથકડી ઉઘાડી હશે ત્હેણેજ પાછી બધ કરી, બોય પર નાખી દીધી છે, વળી હવે હુ એમ પણ કહી શકું છું કે " લાઇફ બેલ્ટ " ગેરકે કાપીને લીધો નથી, પણ ત્હેના મદદગારેજ કાપીને લીધો છે,

મિ૦ બ્લેઇક ! " લાઇફ બેલ્ટ " મદદગારેજ લીધો છે, એમ ત્હમે શા ઉપરથી કહો છો ? મ્હને સમજાવશો ?

" લાઇફ બેલ્ટ " ની દોરી કાપવા છુરીની જરૂર પડે ને જો ગેરકે દોરી કાપી હોય, તો એની પાસે છૂરી જોઇએ, ને જો એની પાસે છુરી હોત તો એ એનલડીન અને ખજાનચીને સાથ ન પડ્યો ચાડી દેતે, આ ઉપરથી એટલુ નકકી થાય છે કે ગેરકનો કોઇ પણ સહાયક આ સ્ટીમર પર છે. ને તે કોણ છે, તે તપાસથી માલમ પડશે

બ્લેઇકની સર્વ વાતો, કેપ્ટનને તદ્દન અસંભવિત લાગી, કિંતુ પોતાનો મનોભાવ બ્હાર ન બતલાવતા તત્કાળ સ્ટીમરના સર્વ મુસાફરોને જાહેર કર્યું કે જે " બદમાશ ચોકટનો એકકા ડિક્ ઉર્ફે ગેરકને પકડી આપશે, ત્હેને યોગ્ય બદલો આપવામાં આવશે. "

એલનડીન અને ખજાનચી, ડોકટર હાર્ડીના ઉપચારોને લીધે જલદી સારા થઇ ગયા. બ્લેઇકને તેઓની વાત પરથી રહસ્ય પર ઘણું અજવાળું પડયું. એલનડીને કહ્યું. " જ્યારે હુ ગેરકને ખાવાનું આપવા ગયો. તે વખતે જેવો હું અંદર પ્રવેશ કરવા ગયો, તેવોજ

ને મ્હારી પર ટુટી પડયો. મ્હારી ખોપરીમા તેણે એક તતડાવી ને મુક્કો લગાવ્યો, તે હું ભોંય ભેગો થઇ ગયો. પછી શું થયુ તે મ્હને ખબર નથી.

ખજાનચીએ કહ્યુ, " હું મ્હારી કેબિનમાં નિરાંતે બેઠો હતો, તે સમયે એક વ્યકતી, એલનડીનના જેવી મ્હારા તરફ દોડતી આવી. આવતાની સાથેજ ત્હેણે મ્હને જમીનપર પટકી નાંખ્યો. હુ બેહોશ થઇ જમીનપર પડી ગયો. પછી શું થયું તે મ્હને બીલકુલ ખબર નથી.

એલનડીન અને ખજાનચીની વાતો સાંભળી, સર્વ મુસાફરો ચકિત થઇ ગયા, ગેરક હજુ સ્ટીમરપર છે તે જાણી બધા વિસ્મીત થઇ ગયા. હવે સર્વ લોકે ગેરકની ખુબ શોધ કરવા માંડી પણ ત્હેનો પત્તો નજ લાગ્યો. આખરે તેમને લાગ્યું કે બ્લેઇકનું અનુમાન જુઠું છે. ગેરક તો "લાઇફ બેલ્ટ" લઇનેજ અગીયારા ગણ્યાં ગયો છે. આવી ત્રુટક ત્રુટક વાતોથી રહસ્ય અંધકારમાંજ છુપાઇ રહ્યુ.

જેની માલમત્તા ચોરાઇ ગઇ હતી, તેઓએ તો પોતાનો આહાર તથા નિંદ્રાને સદાને સારૂ ત્યાગી દીધા હતા,

મિ૦ બ્લેઇક કાંઇ શાંત બેસી ન્હોતો રહ્યો. થોડા દિવસ કશોપણ બનાવ બન્યા વગરજ પસાર થઇ ગયા, એક દિવસે રહવારના બ્લેઇકે સ્ટીમરના મિસ્ત્રીને બોલાવ્યો, ત્હેને બે સાકળો તૈયાર કરવા કહ્યું, બ્લેઇકની આજ્ઞાનુ સત્વર પાલન થયું, રાત્રીના કેબિનના દરવાજાપર સાકળો લગાવી, પિસ્તોલ ભરી, પોતાની પથારીમાં ઉંઘવાનો ઢોંગ કરી પડયો રહયો, આમ કરવામા ત્હેની એટલી ખાત્રીજ હતી કે, કદાચ ગેરક એનું ખુન કરવા આવે તો પકડી લેવાય. પણ ત્હેની ધારણા નિષ્ફળ ગઇ,

બ્લેઇકે પોતાનો નિશ્ચય જરા પણ ફેરવ્યો નહિ. તે ગેરક જહાજમાંજ છે, એ ધારણાએ ત્હેણે પોતાની તપાસ ચાલુજ રાખી,

# પ્રકરણ ૪ થું.

## ચાલાક ચોર ચાલુ.

"ઇસ્ટર્ન ક્વીન" ધીમે ધીમે ઇંગ્લંડની પાસે આવી પ્હોંચી. એક દિવસ બપોરના સમયે સર કોલિન, બ્લેઇકની સાથે વાતોમાં મશગુલ હતો. મિ૦ બ્લેઇક! હવે આપણે આપણી માતૃભૂમિના દર્શન એએક દિવસમાં થશે, પરંતુ. ડીયર બ્લેઇક! ત્હમારાથી બદમાશ હેન્રીનો પત્તો લગાડી શકાયો; મ્હને લાગે છે કે ત્હમારૂં અનુમાન તદ્દન ભ્રાંતિ જેવુંજ હતું. ગૈરક તો કોણ જાણે કયાં મોજ કરતો હશે." સર કોલિને મુછોના આંકડા ચાઢવતા, મગરૂરીમાં કહ્યુ.

બ્લેઇકને એકલા સર કોલિને આમ ન્હોતું કહ્યું, પણ સ્ટીમર પરના ઘણા ખરા મુસાફરોએ પણ કહ્યું હતું. આ સર્વની ત્હેને જરા પણ પરવાહ ન્હોતી.

સર કોલિનના ઉપરોકત શબ્દો સાંભળી, બ્લેઇક ઉંડા વિચારમા ગરકાવ થઇ ગયો. થોડીવાર પછી, તે બોલ્યો, 'સર કોલિન! ત્હમે શરત મુકવા તૈયાર છો?"

"શા માટે?"

"મ્હારે ચોવીસ કલાકમાં મ્હારૂ અનુમાન સિદ્ધ કરી બતલાવવુ, કે હેન્રી ગૈરક ઉર્ફે ચોકંટનો એકકો આ સ્ટીમર પર હયાત છે. જો હું એમ સિધ્ધ ન કરૂં તો મ્હારે ત્હમને એક હજાર પૌન્ડ આપવા, નહિં તો ત્હેમારે આપવા. બોલો, કબુલ છે?"

**બ્લેઇકની** વાત સાંભળી, સર કોલિને એકવાર તિક્ષ્ણ દ્રષ્ટિએ બ્લેઇકના મ્હોં સ્હામું જોયું. ત્હેને ભાસ્યું કે બ્લેઇક મ્હારી મશ્કરી કરે છે, પરંતુ પોતાનો મનોભાવ દર્શાવ્યા વગર બોલ્યો, "મિ૦ બ્લેઇક! મ્હને લાગે છે કે, ત્હમે ત્હમારી ધારણા જુઠી પાડવાના દંડ બદલ આ શરત કરો છો!?—ઠીક! હું શરત કબુલ રાખું છું."

"ત્યારે ચાલો એક "પેગ" બ્રાંડી પી આપણી શરત પકકી કરીયે."

"એમાં મ્હારે કશો વાંધો નથી." સર કોલિને ઉપહાસ કરતા કહ્યું.

બ્લેઇકે સ્ટીમરના "સ્ટુઅર્ડ" ને બુમ પાડી કહ્યું, "સ્ટુઅર્ડ! એક બોટલ "કલેરેટ" લાવો."

કોલિને વચમાં કહ્યુ, "ડીયર બ્લેઇક! મ્હને ત્યા મ્હારા પુત્રને "કલેરેટ" ભાવતી નથી. માટે કોઇ બીજી જાત મંગાવો."

"માફ કરજો. એ વાત હું ભૂલી ગયો. બોલો? ત્યારે કઇ જાત મગાવું.'

"તો, 'મોએટ' મંગાવો." સર કોલિને પોતાની પસંદગી દર્શાવી.

સ્ટુઅર્ડ "મોએટ" ની બોતલ લાવી. બે ગ્લાસ ભરી દીધા અને જણાએ બ્રાંડી પી પોતાની શરત પકકી કરી.

સર કોલિન, ઘણાજ નીચ ખવાસનો આદમી હતો. ત્હેનો ઉદ્દેશ ગમે તે પ્રકારે બ્લેઇકને હલકો પાડવાનો હતો. ત્હેણે શરત કર્યાની વાત પોતાના મિત્રમંડળમાં પ્રસરાવી દીધી. આ વાત સાભળી ઘણા લોકો બ્લેઇકની સાથે શરત કરવા ઉતેજીત્ત થઇ ગયા કારણકે તેઓ જાણતા હતા કે બ્લેઇકનું અનુમાન સદંતર ખોટું છુ. બ્લેઇકે કોઇ પણ અન્ય આદમી સાથે શરત કરી નહિ આ ઉપરથી સર્વને એમ

લાગ્યું કે ફ્લેઇકે હઠે ભરાઇ જઈ સર કોલિનની શરત્ કરી છે. પરતુ એને પણ શરત્ હારી જવાની ચોક્કસ ખાત્રી છે આવા જુદા જુદા વિચારવાળા મનુષ્યોની. વાતો સાંભળી, ફ્લેઇકે કશો ઉત્તર નહિ આપ્યો, પરંતુ શાંત ચિત્તે સર્વએ સાંભળ્યા કર્યું.

**ક્રમવશાત્** સ્ટીમર લંડનની પાસે આવી લાગી. ઇંગ્લંડની શ્વેત ટેકરીયો, મુસાફરોને દેખાવા લાગી.

ફ્લેઇક ડેકપર ઉભો ઉભો સ્વદેશની શ્વેત ગિરિશ્રૃંગ તરફ એકી ટસે જોઇ રહ્યો હતો. આ સમયે એલનડીને એની પાસ આવી કહ્યું, "મિ૦ ફ્લેઇક! હવે આપણે સ્વદેશ પહોંચવામાં વાર નહિ લાગે. પણ ત્હમારી શરતનું શું થયુ? ત્હમે તો હઠે ભરાઇ શરત્ કરી, પણ હજુ એવું કોઇ પણ ચિન્હ જણાતુ નથી કે ત્હને જીતો."

ફ્લેઇકે ગભીર સ્વરે જવાબ દીધો. એલનડીન! શુ તુ મ્હને મુર્ખ ધારે છે? શું હુ સ્હેજમાં હજાર પૈંડ ગુમાવી દઇશ? ઠીક પણ તું મ્હને કહે ને કે એક માણસથી લાઇફ બેલ્ટ લઇ ગુપચુપ સ્ટીમરના મસાફરોમાંથી કૂદી પડાય?"

"એ તો તદ્દન અશકય છે. કોઇ પણ એને જુએ તો ખરોજ. "લાઇફ બેલ્ટ" તો એટલા બધા મજબુતાઇથી બાંધ્યા છે કે, છોડવાને બે માણસની જરૂર પડે. ને જો ત્હમે એમ માનતા હો કે એકલા ગૈરકે ઉતાર્યું છે, તો તે ભુલ ભર્યું છે.

"હા! મ્હારૂં માનવું ત્હારા જેવુંજ છે."

**ભોળો** એલનડીન ફ્લેઇકની આ પુછવાની મતલબ નહિ સમજ્યો. એલનડીને ફરી પૂછ્યું." શુ ત્હમે હજુ એમ માનો છો કે, ગૈરક સ્ટીમર પરજ છે?"

"સર્વના ધારવામાં એમ છે કે નથી- પણ હું તો એમજ માનું છું કે તે હજુ સ્ટીમર પરજ છે."

"મ્હને તો વિશ્વાસ નથી કે તે સ્ટીમર પર હોય. ચાલો ! હું જાઉં છું ફરી કોઇવાર વખત મળશે ત્યારે વાતો કરશું આમ કહી એલનડીન ત્યાંથી પોતાના કામ પર ચાલ્યો ગયો,

દશ કલાક પછી "ઇસ્ટર્ન ક્વીને" "ઇંગ્લીશ" સમુદ્રમાં પ્રવેશ કર્યો. આ સમયે સર્વત્ર અંધકાર પ્રસરી ગયો હતો. સમુદ્રના મોજા ખુબ જોરથી ઉછળતી રહ્યાં હતા, પવનનો સુસવાટ પણ ભારી હતો આવું દ્રશ્ય જોઇ બ્લેઇકે ધાર્યું કે આ સમયે ગૈરકને કદાચિત થાપ આપી છટકી જશે. ત્હેણે સ્મિથને બોલાવ્યો. સ્મિથ તરતજ હાજર થયો.

"સ્મિથ ! આ સમયે તોફાન થયું, એ ઠીક ન થયું. ગેરકને ન્હાસી જવાનો આ મોકો ઘણો સુંદર છે. અહિંથી કિનારો ફક્ત એકજ માઇલ દૂર હશે. આટલું અંતર ગૈરકના મનને તો રમત છે. માટે હવે આપણે સાવચેત રહેવું જોઇએ.

"શું ત્હમે એમ કહો છો કે ગૈરક ન્હાસી છુટશે ?" સ્મિથે વિસ્મયતાથી પૂછ્યું.

"હા ! તે એમજ કરશે."

"ત્યારે મ્હને જે કામ સોંપવું હોય તે જલદી સોંપો."

"ઠીક, તુ સર કોલિનની કેબિન આગળ પહેરો ભર."

"સર કોલિનની કેબીન આગળ ? કે બધે..."

"ચુપ ! તું મ્હારૂં કહેવું જલદી કર. ખિસ્સામાં એક ભરેલી પિસ્તોલ રાખજે. કોઇ પણ મનુષ્ય બ્હાર નીકળે ત્હેને એકદમ રોકજે.

ને જો તે સ્હામો થાય તો, પિસ્તોલ ફોડવા ખંચાતો નહિ. સમ-જ્યો. કામ કળાથી કરજો."

"ઠીક, ત્હમારે જરા પણ ગભરાવું નહિ."

સ્મિથ આટલું કહી પોતાની કામગીરી પર ચાલ્યો ગયો. બ્લે-કે ધાર્યું કે આ સમય ગેરકને ન્હાસવા ઘણોજ અનુકુળ છે. સ્ટીમર પણ ઘણીજ ધીમી ચાલતી હતી. કારણ બીજી સ્ટીમરો પણ પાસે પાસેજ ચાલતી હતી. તે તેઓ સાથે અઠડાઇ જવાની બીકે, "સ્પીડ" ઘણીજ કમતી કરી દીધી હતી વિશેષમા અંધકાર એવો હતો કે કોઇ કોઇને ઓળખી શકે.

આ સમયે લંડનવાસી ડિટેકટીવ એલનડીન સાથે વાતો કરી રહ્યો હતો બ્લેઇકે એલનડીનને પૂછ્યુ, "મિ૦! ત્હમો મ્હને મદદ નહિ કરે?"

"કેવા પ્રકારની?" એલનડીને ઇંતેજારીથી પુછ્યું.

"મ્હને એક મજબુત દોરડું આપો. પછી મ્હને તે વડે બાંધી સમુદ્રમાં ઉતારો. દોરડાનો ઉપરનો ભાગ ત્હમો તથા ત્હમારો કોઇ પણ વિશ્વાસુ નોકર અતિશય કુશળતાથી પકડી રાખો."

બ્લેઇકનો વિચાર એલનડીન જરા પણ સમજ્યો નહિ, તેથી તે એકી ટસે ત્હેના મ્હોં સ્હામું જોઇ રહ્યો. આ પ્રમાણે એલનડીનને જોઇ. ફરીથી બ્લેઇક બોલ્યો, "મ્હારો વિચાર ત્હમારા મગજમાં નથી ઠર્યો, સાંભળો મ્હારો વિચાર નીચે ઉતરી કોલિનની કેબિનના "પોર્ટ હોલ" પર નજર રાખવાનો છે. જો ગેરક ત્યાંથી કૂદી પડશે તો ઉપર પહેરો ભરતા સ્મિથનીમ્હેનત ધૂળમાં મળી જશે. મ્હને ચોકકસ ખાત્રી છે કે ગેરક, કોલિનની કેબિનમાંજ છુપાયો છે."

"મિ૦ બ્લેઇક ! ત્હમારૂં સાહસ પ્રસંશનીય છે, પણ તે સાથે જિંદગીને જોખમમાં ઉતારે તેવું પણ છે."

"એલન ! જિંદગીને જોખમમાં નાખવી. ત્હેમાં શું ? આવા પ્રસંગેજ ત્હેની કિમંત અંકાય છે. જ્યારે ગૈરફ વિપત્તીઓને છાતી સરસી ચાંપવામા પણ પાછો નથી હટતો ? તો શું હું......" બ્લેઇક પોતાનું વાક્ય પૂર્ણ કરે તે પહેલાં મુસાફરોમાં ઘણોજ ભિષણ કોલાહોલ સંભળાવવા લાગ્યો. આ સાંભળી બ્લેઇક અને એલનડીન એકદમ ત્યાંથી ચાલ્યા ગયા. ખબર કાઢતા માલમ પડયું કે એક સ્ટીમર ઘણીજ ઝડપથી "ઇસ્ટર્ન ક્વીન" તરફ આવી રહી છે, ને તે અથડાઇ જાય એવી વકકી છે. આ દેખાવો જોઇ સર્વ મુસાફરો ગાભરા બની ગયા. સ્ટીમરમા કેપ્ટને એલનડીને કહ્યું કે તારથી સ્હામી સ્ટીમરને ખબર આપી સાવચેત કરો. એલનડીને તરતજ સ્હામી સ્ટીમરને તાર કર્યો કે "ત્હમારી સ્ટીમર સીધી ચલાવો. "સ્પીડ" ઓછી કરો."

તારની અસર નહિં થઇ અને તે સ્ટીમર "ઇસ્ટર્ન ક્વીન" ના પાછલા ભાગ સાથે અથડાઇ ગઇ. આ સમયે સર્વે પોતાની જીવવાની આશા છોડી દીધી. આ પ્રસંગના સર્વના હૃદયનું વર્ણન કરવું, એ તદ્દન અશક્ય છે.

બ્લેઇકે મુસાફરોના આર્તાનાદ તરફ ધ્યાન ન આંપતાં, એકદમ "અપર ડેક" તરફજ ચાલ પકડી તે એકદણ સર કોલિનની કેબિન આગળ ખડો થઇ ગયો. ત્યાં ત્હેણે સ્મિથને સાવધાનીથી પેહરો ભરતો જોયો બ્લેઇકને જોતાંજ તે પાસે દોડી આવ્યો, ને પુછ્યું. "કેમ ? આ શું ગરબડ છે ?"

"આપણી સ્ટીમરની સાથે એક જંગી જહાજ અથડાયું. તેથી એક ગાબડું પડયું છે. જા, તું એકદમ મ્હારી કેબિનમાંથી રીવોલ્વર લઇ આવ, ગોળીની પેટી લાવવાનું ભુલતો નહિ

બ્લેકની આજ્ઞા પ્રમાણે સ્મિથ એકદમ ઉપડયો. આ સમયે એકદમ સર કોલિનની કેબિનનું દ્વાર ઉઘડયું. પિતા, પુત્ર બ્હાર નિકળ્યા, બ્લેકને ત્યાંજ ઉભેલો જોતા કોલિને પૂછયું. કેમ? શું ગરબડ છે?"

" મામલો ગંભિર છે, સમજયા કે? આપણા જહાજમા એક ગાબડું પડયું છે, ને તે વળી એક જંગી સ્ટીમરના અથડાવાથી. ઓ પ્રભુ! હવે આપણે એક ક્ષણભરમા સમુદ્રની તળીયે જઇશું" બ્લેકે રંગભૂમિપરના વિદુષક જેવી ચેષ્ટા કરી જવાબ દીધો, બ્લેકની મનોધારણા સફળ થઈ, કોલિન એકદમ ત્રાડ મારી કેબિનમા પાછો ચાલ્યો ગયો. નસિબ સંજોગે તે કેબિનનુ દ્વાર બંધ કરવું ભુલી ગયો. તેણે આજુ બાજુ જોયા વગર પોતાના બિછાના પર પડેલા "ફોટોગ્રાફીક કેમેરા"ને ઉચકી લીધો. બ્લેકે સર કોલિનની સર્વ હિલચાલ જોઇ હતી, સર કોલિનના મુખ પર આવા જીવન મરણના મધ્યમા હાસ્ય ફરકી રહ્યું હતું, બ્લેકના ચાલાક મગજે તરતજ સમજી લીધું કે સર્વ ઝવેરાત આ કેમેરામાં ભરેલું હોવું જોઇએ. વળી એણે એમ પણ ચોકકસ કર્યું કે હેન્રી ગૈરક પણ સર કોલિનની કેબિનમાંજ છે, ત્હેણે કેબિનમાં નજર ફેરવી, તો માલમ પડયું કે કેબિનમાં એક મોટો પેટારો પડયો હતો. આ જોઇ બ્લેકે માની લીધું કે ગૈરકને, સર કોલિને આજ પેટારામાં છુપાવ્યો છે. થોડી વારમાં સર કોલિન હાથમાં કેમેરો લઇ બ્હાર આવ્યો, ને બ્લેકે કહ્યું, " હવે નકકી સ્ટીમર ડૂબી જશે, માટે સર કોલિન ચાલો દોડો, આપણે પ્રાણ

બચાવવા મ્હેનત કરીયે " આ શબ્દો સર કોલિને સાંભળ્યા ને તે સુકકો ધોળો પૂણી જેવો થઇ ગયો, તે એકદમ દયાના ભિખારી માફક બોલી ઉઠયો, " દોસ્ત ! મ્હને પણ બચાવો " આ પ્રમાણે સર કોલિન અને બ્લેઇક વચ્ચે વાતચીત ચાલતી હતી, એટલામાં કોલિનની કેબિનમાંથી એક અપરિચીત અવાજ સંભળાયો, " સર કોલિન ! મ્હને જલદી બચાવ, ચાલ ઝટ પેટારાનુ બારણું ખોલ. હું મ...રી ...ગ...યો બ...ચા...લ દો...સ્ત .. બ...ચા...વ"

ઉપરોકત શબ્દો બોલવાની શરૂઆતમાંજ સર કોલિન, કેમેરા સાથે ત્યાંથી દોડી ગયો, આર્તનાદ પુરો થતાં, બ્લેઇકે એકવાર અટ-હાસ્ય કર્યું. ત્હેણે માન્યુ કે હવે ગેરક હાથમા આવ્યો. બ્લેઇકે પોતાના ખીસ્સામાથી એકચાવીનો ઝુમખો કાઢયો. અનેક ચાવી લગાડી પેટારો ખોલ્યો, ખોલતાંની સાથેજ દૈત્ય જેવો ચોકટનો એકકો બ્હાર નીકળ્યો, બ્લેઇકે પોતાના હાથમા પ્હેલાથીજ પિસ્તોલ તૈયાર રાખી હતી. ગેરક એકદમ જેવો બહાર નીકળવા ગયો કે બ્લેઇકે પિસ્તોલ બતલાવી કહ્યું. " બદમાશ ! ચોકટના એકકા ! ચાલ હાથ ઉપર ઝાલલે,

અઠંગ ઉઠાઉગીર ગેરક બ્લેઇકને જોતાંજ ફીકકો પડી ગયો, ને ભયથી બોલી ઉઠયો, " કોણ સેકસ્ટન બ્લેઇક ? કયાંથી ફાટી નીકળ્યો?"

" હા ! " હુંજ બ્લેઇક ! ગેરક ત્હને તથા ત્હારા મદદગાર કોલિનને પકડવા ફાટી નીકળ્યો છું. "

" બદમાશ, જાસુસ ! શું તું મ્હને 'ડેવિલ" દ્વીપમાં પાછો મોકલવા ચાહે છે ? ના, હું કદાપિ જઇશ નહિ, આ જહાજ સાથે હું ડુબી મરીશ કે પછી ત્હને ડુબાડીશ, પણ 'ડેવિલ' દ્વીપમા તો નહિંજ જાઉં. "

" ચાલ, મ્હને ત્હારૂં ટાયલું સાંભળવાને વખત નથી. જો છુટ-વાની ચાલાકી કરશે તો, આ રીવોલ્વરથી ખોપરી ઉરાડી મુકીશ. ચાલ, આગળ ચાલ " બ્લેઇકે સત્તાધારી અવાજે કહ્યું.

આ સમયે સ્ટીમર ખુબ જોરથી ડાલમડોલ થવા લાગી, ગેરક અને બ્લેઇકથી સીધા ઉભા રહેવાયું નહિ. સર્વ મનુષ્યોના આર્તનાદ સભળાવા લાગ્યા. જોત જોતામાં સ્ટીમરની લાઇટ બુઝાઇ ગઇ, અંધ-કારનું સર્વત્ર સામ્રાજ્ય પસરી ગયું. ફરી પાછું જહાજ ડોલવા લાગ્યું, બ્લેઇકે એકદમ કૂદી, કેબિનનું બારણું રોકયું, પણ જબરી ડાલમ ડોલને લીધે તે ગબડી ગયો, ગૈરકના પગો સ્થિર ન રહ્યા, તે પણ પડી ગયો, ને કુદકો મારી ન્હાસવા લાગ્યો. હેન્રી પાછળ તરતજ બ્લેઇકે પણ ઉઠી દોડવા માંડયું. બન્નેજણ વચ્ચે જબરી સરત થઇ. આગળ ગૈરક ને પાછળ રીવોલ્વર લઇ બ્લેઇક એમ બંન્ને જણા દોડયા. બ્લેઇકે રિવોલ્વર છોડવા વિચાર કર્યો, પણ કદાચિત ગોળી છટકી કોઇ બીજાને વાગે, તેથી ત્હેણે નહિ છોડી. બ્લેઇકે પિસ્તોલ ખીસ્સામાં નાખી, ખુબ સ્ફુરતીથી દોડવા માંડયું અચાનક બ્લેઇકના ખભા પર કોઇનો હાથ પડયો, ત્હેણે કહ્યું, ', મિ૦ બ્લેઇક! શું કામ દોડો છો? જહાજ ઠેકાણે આવી ગયું. હવે નહિ ડુબે,

" કોણ? એલનડીન! હું કાંઇ જીવ બચાવવા નથી દોડતો, પણ ગૈરકને પકડવા દોડું છું. ચાલો મ્હને છોડો, તે ન્હાસી જશે."

" ગૈરક! કયાં છે? " એલનડીને ઉત્તેજીત સ્વરે પૂછ્યું.

" જુઓ, તે ડેક પર ગયો " આમ કહી બ્લેઇકે ડેકપર જવાની સીડી તરફ દોડવા માંડયું, બ્લેઇકની પાછળ એલનડીને પણ દોડવા માડયું.

આણી તરફ ગૈરક ખુબ ઝડપે ડેક પર આવ્યો, ને રેલીંગપરથી સમુદ્રના અગાધ જળમાં ભુસ્કો માર્યો. ત્હેની પાછળજ બ્લેઇક અને એલનડીન આવી પહોંચ્યા, તેઓની મ્હેનત નીષ્ફળ ગઇ, બ્લેઇકે નિશ્વાસ નાખ્યો ને કહ્યું, " **હાથમાં આવેલો શિકાર છટકી ગયો** "

" **મિ૦** બ્લેઇક ! ગૈરક તરી નહિ શકે, તે ડુબી જશે. "

" **એલનડીન!** શું તે ડુબી જશે ? તે કંઇક માઇલના માઇલ તરી શકે છે. જો કે તે મ્હારો દુશ્મન છે, પણ મ્હારે કબુલ કરવું જોઇએ કે તે ઘણોજ હિંમતવાન તથા બાહોશ છે, મ્હારે હવે ત્હેને પકડવા નવી યંત્રણા કરવી પડશે. "

બ્લેઇકે અને એલનડીન ડેક પરથી નીચે ગયા, ને સર્વ વ્યાકૂળ મુસાફરોને શાંતિ આપવા લાગ્યા કે, " જહાજ સલામત છે, ગભરાવ નહિ. "

સ્ટીમરના કેપ્ટને સર્વને ભેગા કરી કહ્યું, " ભદ્ર મહિલા અને મહોદયો ! આપ સર્વ હવે તદ્દન નિર્ભય છો. સ્ટીમર થોડા વખતમાજ કિનારે પહોચી જશે. માટે તમો સર્વ નિરાંતે પોતપોતાની કેબિનમા આરામ લો.

થોડી વારમાં સર્વત્ર શાન્તિનુ આવાહન થઇ ગયું, ઘોંઘાટને બદલે સગીતના સુરીલા સ્વરો સંભળાવા લાગ્યા, કેપ્ટને બ્લેઇકના ખભા પર હાંથ મુકી કહ્યું, ' મિ૦ બ્લેઇક ! ત્હમારી નિષ્ફળતાને માટે ઘણોજ દિલગીર છું, મ્હને એલનડીને સર્વ હકીકત કહી. ગૈરક ક્યા છુપાઈ રહ્યો હતો ?

" **કેપ્ટન** મહાશય ! મ્હેં તો પહેલેથી કહ્યું હતું કે તે સ્ટીમરમાંજ છે, પણ કોઇએ વિચાર ન કર્યો, ગૈરક..." બ્લેઇક વાક્ય પુરૂં કરે તે

પહેલા સર કોલિન ત્યા આગળ ઉપસ્થિત થયો. ત્હેણે કહ્યું, " મિ૦ બ્લેઇક ! ઘણીજ અજાયબીની વાત છે કે ચોર ગેરક લેડી એસથર્પના સર્વ ઝવેરાત સાથે સમુદ્રમાં કૂદી પડયો હું ત્હમારી સાથેની શર્તમાં હારી ગયો, આપની શરતના રૂપીયા આપવા ઘણોજ ખુશી છું. થોડીવાર પછી મ્હારી કેબિનમા પધારજો. હું ચેક લખી આપીશ

" ત્હમારી લાયકાત માટે હું ત્હમારો આભારી છું. સર કોલિન ! બ્લેઇકે ઠંડે પેટે રમુજથી પ્રત્યુત્તર આપ્યો.

સર કોલિન ! કહેવા પ્રમાણે સેક્સટન બ્લેઇક ત્હેની કેબિનમાં ગયો. બ્લેઇકે જ્યારે કેબિનમા પ્રવેશ કર્યો ત્યારે સર કોલિન ચેક પર સહી કરી રહયો હતો, ત્હેની ...ર હેન્ડિઝાયરમા પડયો પડયો. ચીરૂટ પી રહયો હતો, કોલિનની પાસેજ ત્હેનો ફોટોગ્રાફીક કેમેરા પડયો હતો બ્લેઇકને જોતાંજ સર કોલિન ઉભો થયો ને ત્હેને ચેક આપતાં કહયુ, " લ્યો મિ૦ બ્લેઇક ! આ આપનો ચેક, "

' થેંક્યુ ! સર કોલિન પણ માફ કરો, હજુ મ્હને મ્હારી મનગમતી વસ્તુ નથી મળી મ્હારે તો લેડી એસથર્પના ઝવેરાત જોઇએ છે. માટે મ્હેરબાની કરી આપની પાસે છે આપી દો ? ! " બ્લેઇકે ઘણીજ શાંતિથી ઉપરોક્ત શબ્દો ઉચાર્યા હતા. બ્લેઇકના શબ્દો સાંભળી સર કોલિનનું મુખ શ્વેત થઇ ગયું ને થોડીવારે બોલ્યો, " મિ૦ બ્લેઇક ! ત્હમે શુ કહેવા માગો છો, તે મ્હારાથી સમજાતું નથી. શું ત્હમે મ્હારી મશ્કરી કરો છો ? "

બ્લેઇકે પહેલાની માફક ગંભિરતાથીજ કહયુ, " આ વાત કઇ મશ્કરી–મજાકની નથી. સર કોલિન ! હું ત્હમારી ચાલાકી સારી રીતે જાણું છું, ત્હમારી મુસાફરીનુ કારણ પણ જાણુ છું. ત્હમે એ ઉદ્દે-

આથી મુસાફરી કરો છો, મ્હારા સાહેબ! એક તો તહમારા પુત્રને મીસ વેસ્ટન સાથે પરણાવી, ત્હેની અઢળક સંપત્તિના માલિક થવાની ઉમેદ હતી, પણ તહમે તેમાં ફળીભૂત ન થયા, બીજું લેડી બ્રેસથર્પના ઝવેરાત મેળવવાનો, ને તે હાલમાં તહમારી પાસે છે, એમ હું હિંમતથી કહું છું.

આ વાતો સાંભળી કોલીનનું મુખ પિળું પડી ગયું. તે ગુસ્સે થઇ બોલી ઉઠયો " મોઢું સંભાળીને વાત કરો. તહમે કોની સ્હામે બોલો છો. ત્હેનો વિચાર છે કે?"

" આતમારી સુકકી ધમકીથી હું બીહી જાઉં છું એમ નથી. મ્હારો હેતુ તહમને લજ્જીત કરવાનો નથી, માટે સાથી આબરૂમાં ઝવેરાત આપી દો." બ્લેકે તરતજ કોલિનના પુત્રને સંબોધી કહ્યું, " મિ૦ એટ્રમ! અહિંયા આવો."

એટ્રમે બ્લેકનું કહેવું ધ્યાન પર ન લીધું ને તરતજ ઉંભો થઇ કેમેરા આગળ જઇ ઉભો રહો. બ્લેકે તરતજ ત્રાડ મારી કહ્યું, " કેમ! સંભળાય છે કે મી. એટ્રમ?"

એટ્રમે કશો પણ પ્રત્યુત્તર નહિ આપ્યો.

બ્લેકે તરતજ પોતાના ખીસ્સામાંથી ભરેલી રીવોલવર કાઢી, અને એટ્રમ પ્રત્યે તાકી કહ્યું, " કેમ! એટ્રમ! તાબે થાવ છો કે નહિ? નહિંતર રિવોલ્વરથી ખોપરી ઉડાવી દઇશ."

એટ્રમ ચોદમું રત્ન જોતાંજ તાબે થઇ ગયો. સર કોલિન અને મિ૦ એટ્રમ મ્હારી વાત ખ્યાલ પૂર્વક સાંભળો. લેડી બ્રેસથર્પના ઝવેરાત તફડાવવા તહમારી ઉમેદ હતી. પરંતુ ખજાનચીના હાથમાં હોવાથી, તહમે તે આશા ત્યાગી દીધી. તહમે ઘણીવાર ખજાનચીને મેળવવા મ્હેનત કરી, પણ ત્હેમાં તહમે નિષ્ફળ ગયા. આગ્યાના સ્ટીમર

પર બદમાશ ગૈરકના એકાનું આગમન થયું. એના આવવાથી હમારી આશામાં પાછો સંચાર થયો, કિંતુ તે પાછો કેદ થયો એટલે હમે હેને છોડવવા મ્હેનત કરવા માંડી. હમારો હેતુ સાધવા હમે એક ખલાસીને ફોડયો, કે જેનું નામ વિંટન છે. હમે હેની પાસેથી બેડી ખોલવાને ચાવી, તથા કેબિનના તાળાની કુંચી મેળવી. હમે કેબિન ઉઘાડી, ગૈરક સાથે મસલત કરી નક્કી કર્યું કે ગૈરકને છુટો કરી હેના હાથમાં એક લોખંડનો દંડો આપવો. આ દંડાથી બદમાશ ગૈરકે એલનડીન જ્યારે ખાણું આપવા આવ્યો ત્યારે, હેને મારી, બેહોશ કરી દીધો. ત્યાંથી તત્કાળ ગૈરકે એલનડીનનો કોટ પહેરી, ખજાનચીની કેબિન તરફનો રસ્તો લીધો જતાંની સાથેજ લોખંડના દંડાથી ખજાનચીને બેહોશ કરી, તિજોરીમાંથી સર્વ તફડાવી લીધું. આ સર્વ હમેજ બતાવ્યું હતું. કેમ મ્હારૂં કહેવું સત્ય છે ને !

બ્લેકે સર કોલિનના જવાબની અપેક્ષા રાખ્યા વગરજ આગળ ચલાવ્યું, " સર્વ પુરૂં થયું. હવે ગૈરકને સંતાડવાની વાત આવી જો તે પકડાઇ જાય તો હમારૂં સર્વ ઉઘડી જાય, એ ધાસ્તીએ હમે એને ટ્રંકમાં સતાડયો હતો. વળી હમે હેના ભોજનને સારૂં હંમેશ હદ ઉપરાંત ખાવાનું મંગાવતા હતા કેમ ખરૂં ને ?" બ્લેકે સર્વ ખુલ્લુ કરતાં પૂછયું.

મિ૦ બ્લેક ! હમે ખાલી શા સારૂ બકવાદ કરો છો ? મ્હારી પાસે લેડી બ્રેસથર્પનું ઝવેરાત નથી. મ્હને લાગે છે કે હમને સ્વપ્નું આવ્યુ હશે." સર કોલિને જુદા હાસ્યથી કહ્યું.

" નહિ મ્હારા સાહેબ ! હું તો ઝવેરાત પ્રત્યક્ષ હમારી પાસેજ છે. એમ કહી શકુ છું."

ાું મ્હારી પાસે?...ના એ તો ગૈરકની સાથેજ સમુદ્રમાં ગયા."
તદ્દન લબાડ! તદ્દન ગપ! ગૈરક તો ખાલી હાથે ન્હાસી
છે. ઝવેરાત ત્હમારી પાસેજ છે." આમ કહી એકદમ વિજ-
ઝડપે બ્લેકે કેમેરા ઉઠાવી લીધો. ઉઘાડતાં માલમ પડયું કે
સથર્પનું સર્વ ઝવેરાત કેમેરાના "સ્નેપશૉ!"માં ભરેલું હતું.
લેઈ કે અંદરથી હીરાના બ્રેસલેટ કાઢતાં કહ્યું, "કેમ સાહેબ!
ચો છબી પાડવાનો સામાન? આ કેમરા ત્હમે કયારથી આવા
સારૂ વાપરો છો? હું આંધળો નથી કે જીવન-મરણના મધ્યમાં
હમારૂ સર્વસ્વ મુકી ફકત શુલ્લક કેમેરા સાથે જીવ બચાવવા
પડયા?" આમ કહી બ્લેકે સર્વ ઝવેરાત કેમેરામાંથી
કર્યું.
ર કોલિનનું મુખ શ્યામ પડી ગયું હતું. ત્હેના આખા શરીરે
દના બિંદૂઓ ટપકતા હતા. તે થરથરતા અવાજે બોલ્યો, "મિ૦
! ત્હમો શું કરવા ચ્હાઓ છો?"
"સર કોલિન! મ્હારી ચ્હાના કોઇ ખરાબ નથી. હું કાંઈ
પોલિસમાં પકડાવવા મ્હાનો નથી, કિંતુ ઝવેરાતના ખરા
ને આપીશ. ત્હમે ઉચ્ચ કોટીના ઉમરાવ હોવાથીજ. હું ત્હમને
રમાં આપવા નથી ચ્હાનો. વળી ત્હમે મીસ વેસ્ટનના પાલક
ી, ત્હેનું ભવિષ્ય બગડે તેથી. મ્હાશય પણ એટલું તો અચ્છી
ખ્યાલમાં રાખજો કે જો ત્હમે મીસ વેસ્ટનના વિવાહ ત્હમારા
મેટ્રમ સાથે કર્યા તો હું ત્હમારી પર કાયદેસર પગલા લઇ
ાં મોકલીશ" બ્લેકે ગુસ્સાથી તપી જઇ કહ્યું.
"મિ૦ બ્લેક! હું તો ત્હમારી કૃપાના આધારેજ છું. માટે
બચાવો." સર કોલિને ગળગળા થઇ કહ્યું.

"સર કોલિન ! ત્હમે કોઇ પણ પ્રકારનો ભય નહિં રાખો. હું ત્હમારો બચાવ કરીશ. આ સાથે હું ત્હમને ચેતાવું છું કે બદમાશ ચોકટનો એક્કો, ત્હમારો પ્રાણ લેશે, કારણકે ત્હમે એની સાથે ધુર્તવિદ્યા કરી છે. એને પેટીમાં પૂરી ત્હમારી ઉમેદ ઝવેરાતના એકલા માલીક થવાની હતી."

બ્લેઇકે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, લેડી બ્રેસથર્પનું ઝવેરાત ત્હેણીને પાછું સોંપ્યું.

લેડી બ્રેસથર્પ પોતાનું ઝવેરાત પાછું મળ્યાથી ઘણીજ ખુશ થઇ ગઇ. ત્હેણે બ્લેઇકને પૂછ્યું. "મિ૰ બ્લેઇક ! મ્હારૂં ઝવેરાત ક્યાંથી મળ્યું ?"

"લેડી ! એ પૂછવું નકામું છે ને તે મ્હેં ક્યાંથી મેળવ્યું તે પણ હું કહી શકતો નથી: ગૈરક સ્ટીમર પર હતો, ને ત્હેણેજ ચોરી કરી હતી. એટલુંજ ત્હમારે જાણવું યોગ્ય છે. અને વિશેષમા ગૈરકે ઝંપાપાત કર્યો તે સર્વને જાહેરજ છે. હું તો ફક્ત ત્હમને એકજ ચેતવણી આપું છું કે ત્હમે ત્હમારી સાહેબી, ને ભપકો છોડી દો, નહિંતર ફરી પાછા ત્હમો ઝવેરાત ગુમાવી બેસશો."

સેકસ્ટન બ્લેઇક ત્યાંથી પોતાની કેબિનમાં આવ્યો ત્હેણે તરતજ સ્મિથને સામાન તૈયાર કરવા કહ્યું. "બર્ટન ક્વીન" આ સમયે લંડનના બારામાં આવી ગઇ હતી. સર્વ મુસાફરો પોત પોતાનો સામાન લઇ "સ્ટીમ લોંચ"માં બેસી ડેકપર ચાલ્યા ગયા. આપણી વાર્તાનો નાયક સેકસ્ટન બ્લેઇક પણ પોતાના મદદગાર સ્મિથની સાથે પોતાની જન્મ ભૂમિમાં હર્ષથી પ્હોંચી ગયો. ચાલો ! હવે હ્હેના ત્યા ચોકટનો એક્કો ઉર્ફે હેન્રી ગૈરકના લંડનના પરાક્રમો આપણે જોઇએ.

---

# પ્રકરણ ૫ મું

## શીકારની પાછળ.

૪ અંધકારમયી, વાદળાથી અચ્છાદીત થયેલી, રાત્રિએ, ચોકટને પોતાનું સંપૂર્ણ બળ અજમાવી, સમુદ્રના અગાધ જળની સ્તી કરી, ઇંગ્લંડના કિનારા પર આવેલી એક ટેકરી આગળ, ત્યુ થયેલી હાલતે આવ્યો. જ્યારે ત્હેના હાથો સમુદ્રના કિનારા વેલા કાંકરા સાથે ઘસાવા લાગ્યા, ત્યારે ત્હેનું આખું શરીર ડીથે અકડાઇ ગયું હતું.

ડેક કલાક સુધી તે જમીનપરજ પડી રહ્યો. થોડીવારે ત્હેના સ્ફુરતીનો સંચાર થયો, ત્હેણે ઉભા થઇ ચારે દિશામાં નજર સર્વત્ર ગાઢ અંધકાર સિવાય કશું માલમ પડયું નહિ, આખરે દુટ સ્વરે બોલ્યો,

અહિંયા ઉભા રહે કાંઇ વળવાનું નથી પેટમાં ઘણીજ ભુખ છે. હાય! કમનસિબ! પાસે કાંઇ ગામ હોવાનો ભાસ પણ વો." ત્હેણે નિશ્વાસ નાંખ્યો થોડીવાર ઉભા રહી ફરી પાછું શરુ કર્યું,

ચાલ, જીવ ચાલ પાસેના ગામમા જાઉં, ને કપડા તથા ખાવાની કરું પણ ત્યાં મ્હારો શું પરિચય આપીશ?" થોડી ક્ષણે કર્યો પછી બોલ્યો, "હા! હા! હું મ્હારો પરિચય એક પ્રવાસી આપીશ. અને કહીશ કે 'મ્હારી સ્ટીમર સમુદ્રના અગાધ જળમાં

સમાધીષ્ઠ થઇ ગઇ છે. ફક્ત હુંજ ઇશ્વર કૃપાથી બચી ગયો છું આ તાલ ઘણોજ સુગમ છે. બચ્ચા બ્લેઇક ! હવે હું સૌથી પહેલાં ત્હારીજ ખબર લઇશ." આટલું બોલતાં, ત્હેના ગુસ્સાને પાર રહયોજ નહીં ભુખ અને તરસથી ત્હેના દાંતો કચડાવા લાગ્યા. તૃષાથી ત્હેનો કંઠ સુકાવા લાગ્યો. ગૈરકે ધીમે ધીમે ટેકરી પણ ચ્હડવા માંડયું. ટોચ પર જઇ કંઇ દિશામાં જવું તે નકકી કર્યું, અને નકકી કરેલી દિશામાં ત્હેણે ચાલવા માંડયૂં, ત્હેણે ખુબ મજલ કરી, પણ કોઇ પણ મનુષ્યનો મેલાપ ન થયો. ગૈરકે પોતાનું ચાલવું જારીજ રાખ્યું. લગભગ કલાક એક ચાલ્યા પછી ત્હેના કર્ણે શ્વાનના ભસવાનો અવાજ આવ્યો, ગૈરકના મનમાં આશાનો સચાર થયો. થોડીવારમાં ત્હેની નજરે પગથી પડી. ત્હેણે તે પગથીએ ચાલવું શરૂ કર્યું, ત્હેનું સર્વાંગ થાકીને લોથપોથ થઇ ગયું હતું. ત્હેનામા ચાલવાને શકિત પણ નહોતી. તો એની જગ્યાએ કોઈ અન્ય વ્યકિત હોતે તો ક્યારનોએ રામશરણ થઇ ગયો હોત, કીંતુ ગૈરક ઘણીજ અસાધારણ વ્યકિત હતી. ને દુઃખ શું છે, તે જાણતોજ નહતો, ભયને ઓળખતોજ નહતો.

ચાલંતા ચાલતા, તે થોડીકવાર વિશ્રાંતી લેવા બેઠો. ત્હેને કર્ણે વિચિત્ર અવાજ આવ્યો, શાંતિથી સાંભળતાં માલમ પડયું કે:—"મોટર કારનો અવાજ હતો. ધીમેધીમે અવાજ પાસે આવવા લાગ્યો. ગૈરક એકદમ ઉઠી, પાસે ઝાડીમાં લપાઇ ગયો. બે ક્ષણમાં મોટરકાર ગૈરક ઉભો હતો ત્યાં આવી પહોંચી. મોટરકાર, જંગલ હોવાને લીધે ઘણીજ ધીમે ચાલતી હતી. તેની પાછળ ચામડાની એક મ્હોટી ટ્રંક બાંધી હતી. ગૈરકે અનુમાન કર્યું કે પેટીમાં કપડા હોવા જોઇએ. જો કોઇ કતાક્ષ હાથમાં આવે તો ઘણીજ મઝા આવે. મોટરકાર તો થોડીવારમાં દુર

જતી રહી, આ જોઇ ગેરક ઘણીજ ઝડપથી એની પાછળ દોડયો. આ સમયે સવારના ચારનો સમય થયો હતો, આકાશમાં કાળા વાદળાં ઓ આમથીતેમ દોડી રહ્યાં હતાં, આગળ મોટર અને પાછળ ગૈરક એમ બંન્ને જણ અંધકારમાં આગળ વધી રહ્યા હતા. થોડીકવારમાં ગૈરકે મોટરને પકડી પાડી તે ત્હેની "રીંગ" માં ચઢી બેઠો ત્હેણે પેટી ખોલવાનો પ્રયત્ન તરતજ આરંભ કરી દીધો. થોડીકવારમાં ત્હેણે એક પટો છોડયો, પણ કમનસિબે 'ખટ્' અવાજ થયો ને ગૈરકનો હાથ કોઇએ મોટરમાંથી પકડયો. ગૈરકનો હાથ પકડનાર ત્હેના મ્હોં સ્હામું જોઇ બોલ્યો "કોણ ચોકટનો એકકો?"

"સેકસ્ટન બ્લેઇક?" ગેરકના મ્હોંમાંથી ભય સહિત શબ્દો નીકળી પડયા.

"સ્મિથ! મોટર ઉભી રાખ બ્લેઇકે સ્મિથને કહ્યું, ગૈરક પકડાયો છે."

આ વખતે હેન્રી ગૈરકે સમયસુચકતા વાપરી. બ્લેઇકના હાથે બચકુ ભર્યું બચકાની વેદનાને લીધે બ્લેઇકે એકદમ હાથ છોડી દીધો. અને ચોકટનો એકકો ત્હેને થાપ આપી ગૂમ થઇ ગયો.

સેકસ્ટેન બ્લેઇક અને સ્મિથ મોટરમાં બેસી લંડનથી, પોતાન સ્નેહીને ત્યાં "એકસટર" તરફ જતાં હતાં.

બ્લેઇકે ઉત્તેજીત સ્વરે કહ્યું, "સ્મિથ! મોટર એકદમ થોભાવ ગૈરક મ્હને બચકુ ભરી ન્હાસી ગયો છે. હુ એનો પીછો લઉં છું. તું મોટરમાં બેસ. જો મોટર છોડી કોઇપણ ઠેકાણે જતો નહિ. જો કોઇપણ ઝાડીમાથી નિકળે ને સીધો જવાબ ન આપે તો રીવોલ્વર મારજે."

બ્લેઈક તરત ઉતર્યો, પણ તરતજ પાછો ફર્યો, ત્હેણે કહ્યું "આ અંધકારમાં ત્હેનો પીછો લેવો મુશ્કેલ છે. ફરી કોઇ વખત એને જોઇ લઇશું." આમ કહી બ્લેઇકે સ્મિથને મોટર ચલાવવા કહ્યું મોટર થોડી વારમાં નજરની બહાર જતી રહી, કે તરતજ ગૈરક ઝાડીમાંથી બહાર નીકળ્યો. ત્હેનું મ્હોં ગુસ્સાથી લાલચોળ થઈ ગયું હતું, તે બબડતો હતો, "શયતાનના બચ્ચા બ્લેઇક! હવે હું ત્હને આ પૃથ્વી પરથી વિદાયજ કરીશ. આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું ત્હને મારીશ કે પછી હું મરીશ." આટલું બોલી તે ગામ તરફ વળ્યો. ગૈરક જાણતો હતો કે "બ્લેઇકે સર્વ પોલિસ થાણાઓમાં પોતે છુટી ગયો છે, એવી ખબર આપીજ હશે, માટે મ્હારે વેશ બદલવો જોઈએ." આવો વિચાર કરતો ગૈરક રેલ્વે લાઇન આગળ આવી પહોચ્યો. રેલ્વે લાઇન આગળ આવતાંજ સ્હામેથી પ્રકાશ આવવા લાગ્યો. થોડી ક્ષણમા ત્હેણે જાણ્યું કે ટ્રેઇન આવી રહી છે. ગૈરક થોડે દૂર ગયો, ને સીગનલ લાઇટ આગળ આવી ઉભો રહયો. એક ક્ષણમાં ત્હેણે જાણી લીધું કે પાસે કોઇ પણ રેલ્વે સ્ટેશન નથી. થોડીવારમાં એક માલગાડી આવીને ઉભી. માલગાડી ખોટી લાઇન પર ઉભી હતી. આ સમયે ગૈરકે વિચાર્યું કે જો કોઇ બીજી પેસેન્જર ટ્રેઇન આવે તો બડી મઝા આવે. કર્મસંજોગે ગૈરકનું ધારવું સત્ય પડયું. એક ફાસ્ટ ટ્રેઇન પર જોસમાં આગળ ધસી રહી હતી, આ જોઇ બદમાશ ચોકટના એક્કાએ પોતાનું સર્વ બળ અજમાવી સીગનલનું લાઇટ લીલુ કરી નાખી, ગાડીને પસાર થઇ જવા દીધી. એ સેકંડમાંજ બંન્ને ગાડીઓ "ધડાધડ" અવાજ સાથે અથડાઇ પડી, અને ને સાથેજ ગૈરકના મુખમાંથી હાસ્યનો ધ્વની નીકળી પડયો. ફાસ્ટ ટ્રેઇનના ઘણા ઉતારૂઓને ઇજા થઇ હતી, અને થોડાનો આત્મા સ્વર્ગે સીધાવ્યો હતો, સર્વ

લોકોનો આર્તનાદ પત્થરને પીગળાવી નાખે તેવો હતો, પરંતુ ગેરકના કઠણ હૃદયને તો કશું પણ ન થયું. ત્હેણે વિચાર્યું કે ટ્રેઇનમાં અવશ્ય બે ચાર આદમી ધનાઢ્ય હોવા જોઇએ. અને તેઓ પાસે પૈસા, કપડા તથા ખાવાનું હોવું જોઇએ, ગૈરક બોલ્યો, "ચાલ જીવ, આનાથી કયો બીજો સુઅવસર મળશે. ધન્ય છે, પરમાત્મા, ત્હેં આખર મ્હારા કષ્ટનો અંત લાવવા આખી ટ્રેઇનનો ભુકો કર્યો." જુઓ! બદમાશો પણ માને છે કે ઇશ્વર ત્હેમના પૈશાચિક કાર્યોમાં સ્હાય કરે છે!

અસ્તુ, ગૈરક ભાંગીને ભુક્કો થયેલી ટ્રેઇન આગળ આવ્યો. ત્હેણે ઘાયલ થયેલા મનુષ્યો પ્રત્યે દૃષ્ટિપાત પણ ન કર્યો, અને સીધોજ ફર્સ્ટકલાસના ડબ્બા તરફ ગયો. ડબ્બો પાટાપરથી ઉતરી પડયો હતો, છતાં પણ અંદર લાઇટ બળતી હતી. ડબ્બાનું બારણું તથા સીટ ભાંગીને ભુકો થઇ ગયા હતા. ગૈરકે ડબ્બામા પ્રવેશ કર્યો અંદર એકજ મુસાફર બેહોશ થઇને પડયો હતો. દેખાવ પરથી તે ધનાઢ્ય હોય એમ ભાસતું હતું, ત્હેના પહેરવેસ પરથી તે અમેરીકન હોય એમ લાગતું હતુ. ત્હેના માથા આગળજ એક "હેન્ડ બેગ" પડી હતી, સૌથી પહેલા ગૈરકે તેને હસ્તગત કરી, પછી ત્હેણે ચોકકસ રીતે તપાસ્યું કે મુસાફરને માથામાં ચોટ લાગવાથી બેહોશ થઇ ગયો છે. ગૈરકે ત્હેનો ઓવરકોટ, હેટ તથા ખીસ્સામાંથી પૈસાનું પાકીટ તથા સીગારકેસ તફડાવી લીધાં. ઓવરકોટનું ખીસ્સું તપાસતાં તેમાંથી ચાવીનો ઝુમખો તથા ચેક બુક મળી. આ મળતાં ગૈરકના હર્ષનો તો પારજ ન રહયો. ત્હેણે આજુબાજુ જોયા વગરજ ત્યાંથી સર્વ લઇને અગીયારા ગણવા માંડ્યા.

**શુકલપક્ષની** ક્ષીણ ચંદ્રકળા આકાશમાં થઇ રહી હતી. ચંદ્રન પ્રકાશમાં હેન્રીને રસ્તો મળ્યો. થોડું ચાલતા ત્હેની દૃષ્ટિએ એક બાગમાં રાત્રી પસાર કરવાના ઇરાદે ત્હેણે બાગમાં પ્રવેશ કર્યો, પ્રાતઃકાલનો સમય પાસે આવવાથી ઠંડી કકડાવીને પડતી હતી, તેથી ત્હેણે ઓવરકોટ પહેરી લીધો, અને સીગાર કેસમાંથી એક સીગારેટ ચેતાવી ઓવરકોટ શરીરપર નાખતાંજ ત્હેને ભાર લાગ્યો, તપાસ કરતાં નીચેના ખીસ્સામાંથી એક બ્રાન્ડીની બોટલ તથા ટીનન ડબ્બામાં થોડા બીસ્કુટ મળી આવ્યા. હવે હેન્રી ગૈરક ઉર્ફે ચોકટના એકકાના શરીરમાં વીજળીની માફક જોર આવ્યુ. ત્હેણે તરતજ ખાદ્ય વસ્તુઓ પેટમાં પધરાવી દીધી. બે ચાર સીગારેટ, ફૂંકી હેન્ડ બેગનું ઓશીકું કરી નીંદ્રાને આધીન થયો.

જ્યારે ગૈરકની ઉંઘ ઉડી, ત્યારે સ્હવાર પડી ચૂકી હતી. પૂર્વ દીશામા સૂર્યની મધુર લાલિમા દેખા આપી રહી હતી. ગૈરક ઉઠયો, પાસે આવેલા હોજમાં હાથ મ્હોં ધોઇ, ત્હેણે હેન્ડ બેગ ઉઘાડી, બેગમા બે સુદર સુટો, દાઢી બનાવવાને અસતરો, ત્થ આઇનો, મ્હોં સાફ કરવાને સાબુ તથા ટુવાલ ઇત્યાદિ વસ્તુઓ હતી. સૌથી પ્હેલા ગૈરકે આઇનો ઉપાડી, પોતાનું મ્હોં જોયું પોતાનો ચ્હેરો ન પકડાઇ જાય, તે સારૂ ત્હેને દાઢી કરવાનું મન થયું. તરતજ ત્હેણે પોતાનો વિચાર અમલમાં મુકયો. ઘણા દિવસની વધી ગયેલી દાઢી સાફ કરી નાખી લાંબી મુછોને પણ ત્હેણે તિલાંજલી આપી દીધી ત્હેણે પોતાના ફાટી ગયેલા કોટ તથા પાટલુનને પેનસન આપી, નવો સુટ પરિધાન કર્યો. હવે પિશાચ ગૈરક જેન્ટલમેન લાગવા લાગ્યો. ત્હેણે વિચાર કર્યો કે જેના વસ્ત્રો મ્હેં પરિધાન કર્યાં છે,

ત્હેનુંજ નામ મ્હારે ધારણ કરવું પડશે. એટલામાં ત્હેની નજર વિઝીટીંગ કાર્ડના બોક્સ તરફ ગઇ. ત્હેણે તરત તે ઉઘાડયું ને જોયું તો ત્હેના પર, " મિ૦ સિલેસ પાર્ચ " છાપેલું જણાયું, ત્હેને સિલેસ પાર્ચનું નામ કંઇક પરિચીત લાગ્યું. વિચાર કરતાં માલમ પડયું કે પાર્ચ કુટુંબ ન્યુયોર્કમાં ધનાઢયમાં ધનાઢય ગણાય છે, અગાઉ ગૈરકે આજ કુટુંબના એક માણસ પાસે બદમાસીથી એક હજાર પૌંડ પડાવ્યા હતા. હેન્ડ બેગના બાજુના ખાના તપાસતાં, ત્હેના હાથમાં એક બંડલ આવ્યું, બંડલમાં બેંકની પાસ બુક હતી. પાસ બુકમાં સત્તર હજાર પૌંડ જમે હતા. ગૈરકે તરતજ પોતાના ખિસ્સામાંથી ટ્રેઇનમાં મળેલી ચેક બુક કાઢી; ચેક બુક, પાસબુકવાળી બેંકનીજ હતી વિશેષમાં ચેક બુકમાં એક ચેક પર સિલેસ પાર્ચની સહી હતી. ગૈરક સર્વ વસ્તુઓ પાછી બરોબર ગોઠવી, બેગને હાથમાં લઇ, બાગની બ્હાર નીકળી સડક પર આવ્યો. થોડીવાર સડક પર ચાલી, ત્હેણે એક વટેમાર્ગુને પુછયું શહેર કેટલું દૂર છે "

વટેમાર્ગુએ સામો પ્રશ્ન કર્યો કાર્નવુડ.

" હા " ગૈરકે અધ્ધરજ કહ્યું.

થોડુકજ દૂર છે" આમ જવાબ દઇ વટેમાર્ગુ પોતાને રસ્તે પડયે

અર્ધા કલાક જેટલા સમયમાં, ગૈરક કાર્નવુડ મા આવીપહોંચ્યો ત્હેણે પોતાનો મુકામ એક બાદશાહી હોટલમાં રાખ્યો ત્યાં ત્હેણે એક રુમ ભાડે રાખી, અને મોર્નીંગ ડિનર સારુ ઓર્ડર આપ્યો. ક્ષુધાની શાંતિ કરી, બ્રાન્ડીને ઉદરમાં પધરાવી. બપોર થતાં તે સ્નાન કરવા બેઠો. શરીરને સાબુથી સાફ કરી સ્નાનાથી નિવૃતી થઇ ત્હેણે પોતાના વાળ ઓળ્યા. પછી ગૈરકે બેગમાંથી એક નવોસુટ કાઢી, શરીર પર પારધાન કર્યો.

ઉપરોક્ત સર્વ કામ તમામ કરી, ત્હેણે પોતાની રૂમનું દ્વાર ચોક્કસ રીતે બંધ કરી દીધું. પછી ત્હેણે ટેબલ પર જઇ, સિલેસ પાર્ચના અક્ષરોની નકલ કરવી શરૂ કરી. ગૈરક જેવા ધૂર્તને તો આ-કામ ઘણુંજ રહેલ હતું અડધો કલાક મહેનત કરી; તે સિલેસ પાર્ચના હસ્તાક્ષરોની આબેહુબ નકલ કરી શક્યો. થોડીક્ષણ વિચાર કરી ત્હેણે એક કોરા ચેકપર સિલેસ પાર્ચના જેવાજ હસ્તાક્ષરોમાં સહી કરી, અને નાણા લેનાર તરીકે સેકરટન બ્લેઇકનું નામ લખ્યું. રકમ ભરવાની જગ્યાએ એક હજાર પૌંડ લખ્યા. આટલુ લખી ત્હેણે એક અટ્ટહાસ્ય કર્યું ગૈરક જાણુતો હતો કે સિલેસ પાર્ચના મરણના સમાચાર લંડનમા મળી ગયા હશે, એટલે બેંકનો મેનેજર રુપિયા આપશે નહિ અને આ ચેક લઇ સેકરટેન બ્લેઇક વટાવવા જશે કે ત્હેને પોલીસમાં પકડાવી પાર્ચના હસ્તાક્ષરોની નકલ કરવાના ગુન્હા બદલ બ્લેઇકને સજા થશે. ગૈરક એકદમ હસી પડયો, ને બોલ્યો, “ હા ! હા ! હા ! કેવી મઝા પડશે. બચ્ચા બ્લેઇક, હવે ત્હારા દહાડા ભરાઇ ચુકયા છે.”

ગૈરકે ઘંટડી મારી, હોટલના બોયને બોલાવ્યો ને કહ્યું, “બોય ! એક ઉચામાં ઉંચી જાતની બ્રાન્ડીની બોટલ લાવ.”

બોય ત્યાંથી બ્રાંન્ડી લેવા ચાલ્યો ગયો. ગૈરકે ઉઠી આમતેમ રૂમ માં આંટા મારવા શરૂ કર્યો, તે મનમાં બોલી રહયો હતો, “હાશ ! હવે હું સદાને સારૂં સુખ ભોગવીશ હવેનો પ્રોગ્રામ ગોઠવી ને સૌથી પહેલાં મ્હારી ગેબ્રીની શી દશા છે? તે કયાં છે, શું પ્રવૃત્તિ કરે છે? તે તપાસ કરીશ. કારણ કે એના વગર મ્હારી મનોધારણા પાર નહિ પડે. અહા ! હું “ડેવિલ” દ્વીપમાં સબડતો હતો, અને આજે કેવો મોજ કરું છું. કોણ બેવકુફ ! એમ કહે છે કે અદના સાર યા પાપના

પંથે વિચરવામાં દુઃખજ મળે છે ! એમ કહેનારા સદંતર બેવકુફોજ છે, સૌથી પ્હેલા તો સેકસ્ટન બ્લેઇક અને સર કોલિન કોરનિયસને મ્હારા શિકાર બનાવીશ.

બદમાશ, દગાબાજ કોલિને તો મ્હને ટ્રંકમાં પૂરી, સર્વ જવેરાતના માલેક થઇ જવાની ચેષ્ટા કરી, ત્હેને દેખાડીશ કે આ બ્લેકના એકકાની સાથે દગલબાજી કરવાનું આ ફળ મળે છે, બસ વેર ! તું મ્હારા હૃદયમાં વાસો કર. બસ ! હવે તો વેરની વસુલાતજ થશે" આમ કહેતાં ગેરકે પોતાના હાથોની મુઠીઓ વાળી વેરની વસુલાત કરવાની ભિષણ પ્રતિજ્ઞા લીધી.

બોય, કહ્યા પ્રમાણે બ્રાંન્ડી લઇ આવ્યો. મદિરાના ચુસ્ત ઉપાસકે ત્હેને ઉદરમાં સ્થાન આપી, હોટલનું ભાડું ચૂકવી, યુરોપના સુપ્રસિદ્ધ લંડન શહેર તરફ ગમન કર્યું.

---



# પ્રકરણ ૬ ઠું.

## સેતાની પંજો.

સવારનો સમય થયો હતો. વિશાળ લંડનની ભવ્ય સ્ટ્રીટોમાં કોલાહલ પૂર્ણ વેગથી સંભળાતો હતો. ઉદ્યમી લોકો પોતાને કામે વળગવાનો સમય થએલો જાણી. તૈયારી કરતાં હતાં. આ સમયે "બેકરસ્ટ્રીટ"નો મશહુર ડિટેકટીવ સેક્સટન બ્લેઇક ઉર્ફે લંડનનો જમનો ભૂત પોતાના રૂમમા બેસી, "લંડન ટાઇમ્સ" ના પાનાઓ ઉથલાવતો હતો, તેની સ્હામેજ, સ્મિથ એક આરામ ખુરશી પર બેસી નવલકથા વાંચતો હતો. સમય જળ પ્રવાહની માફક વહ્યો જાય છે. ઘડીયાળમાં નવના ટકોરા થયા, તત્કાળ સ્મિથે પૂસ્તકને બાજુપર મુકી પોતાના મુકરર કરેલા કામે ચલ્લ પકડી.

સ્મિથના ગયા બાદ થોડીવારમાં બ્લેઇકની પરિચારિકા મીસ બેડેલે કોઇ અપરિચિત વ્યકતીનું વિઝીટીંગ કાર્ડ લાવીને બ્લેઇકના હાથમાં મુકયું. કાર્ડપર "જેકલ પાર્ચ" આટલાજ શબ્દો છાપેલા હતા. બ્લેઇકે, કહ્યું, 'બેમી'! બ્હાર ડ્રોઇંગ રૂમમાં બેસાડ. હું હમણાજ આવું છું.

બ્લેઇકે ડ્રોઇંગ રૂમમાં પ્રવેશ કરતાં પહેલાં આંગતુકનું બારિક નજરે નિરિક્ષણ કર્યું. આંગતુકનું મુખ દાઢી મુછ વિહીન હતું. તે શરીરે બલિષ્ઠ, અને દેખાવે સદ્‌ગૃહસ્થ જેવો ભાસતો હતો, ત્હેણે પોતાની શોભા વધારવા, આંખોપર સોનેરી ફ્રેમના ચશ્મા લગાવ્યા હતા.

બ્લેઇકે, શિષ્ટાચાર કરતાં, પોતાની ઉત્તેજીત થએલી માનસિક વૃત્તિઓને દાબી દેતાં, એક ખુરસીપર સ્થાન લીધું. આંગતુકે બ્લેઇકની

સ્હામે ખુરસીપર બેસતાં કહ્યું. "મિ૦ બ્લેઇક ! મ્હને માફ કરજો કે ત્હમને આવ્યાને હજુ બે દિવસ પણ નથી થયાં, તે પ્હેલાં, પાછો હું ત્હમને તસ્દી આપવા આવ્યો છું."

"ત્હમને મ્હારા આગમનની ખબર કેવી રીતે પડી ?"

"મ્હને ? અરે મ્હને એકલાને શું ?...પણ બધા લંડન નિવાસીઓને પણ ત્હમારા આવ્યાની વાત જાહેર છે.

"હા ! હા ! હા ! મ્હને અત્યાર સુધી જરા પણ ખબર ન્હોતી કે મ્હારી હિલચાલ તરફ સર્વનું ધ્યાન હોય છે." બ્લેઇકે હાસ્ય પૂર્વક કહ્યું.

બ્લેઇકનું કહેવું સાંભળી આગંતુકે પણ જરા હાસ્ય કર્યું.

"મિ૦ પાર્ચ ! નહિ, નહિ, મિ૦ ચોકટના એક્કા ! ચાલ મ્હારે તાબે થા, ચલાવ એકદમ હાથ ઉપર છે ?" બ્લેઇકે એકદમ પોતાના ખીસ્સામાંથી રિવોલ્વર કાઢી ગૈરકની સ્હામે ધરી દીધી;

"બ્લેઇક ! તું મ્હને ઓળખી ગયો ? ત્હારી નિરિક્ષણતા ઘણીજ તીવ્ર લાગે છે શયતાનના બચ્ચા ! તું મ્હને પકડી શાંતિથી સૂઇ નહિ શકે. મ્હારી ટોળીથી સારું યુરોપ થથરે છે, તો પછી ત્હારી તે શું વિસાત ?" ગૈરકે બ્લેઇકના સ્હામે મુક્કી ઉગામી, ગુસ્સાથી કહ્યું.

"ચાલ ! મ્હારે વધારે ગરબડ નહિ જોઇએ. બહુ બકબકાટ કરશે તો ખોપરી ઉડાવી દઇશ."

"એમ કે ? આ ઠોંસામાજ ટોળીને ઓળખે છે કે ?"

**ગૈરકે પોતાનો મુક્કો બ્લેઇકના તરફ તાક્યો. ગૈરકના કાંડાના** નિચલા ભાગમાં **ચોકટના એક્કાનું નિશાન બ્લેઇકની નજરે પડ્યું.** એક ક્ષણ સારૂં બ્લેઇકના મગજમાં ભયનો સંચાર થયો, તે ચમક્યો ! છતાં હિમ્મતથી બોલ્યો,

"ચાલ, બોલ? આ સમયે મ્હારા મકાને આવવાની આપ નવાબ જાદાએ શું કામ તસ્દી લીધી છે? મ્હને ખાત્રી છે કે તું સત્ય તો બોલવાનોજ નથી, પણુ જોઉં તો ખરો કે તું મ્હને કેમ ઉડાવે છે?"

"મિ૦ બ્લેઇક! હું જાણું છું કે ત્હમે મ્હને આજકાલ ઘણા દિવસથી પકડવાના પ્રયત્ન કરો છો, તેથીજ હુ ત્હમારો તે પ્રયત્ન કેવા દરજ્જાનો છે, તે તપાસવા આવ્યો હતો. હવે તો ત્હમને સમજ પડી કે હું કેવો માણસ છું. "ડેવિલ" દ્વીપથી નાસી છુટવું, જહાજ પરથી આપના જેવા ચાલાક ડિટેકટીવની આંખોમા ધૂળ નાંખી, સમુદ્રમાં કુદી પડવું, લંડનમાં વગર મુશીબતે આવવુ, તે તો સર્વ ત્હમે જોયું. હવે ત્હમે સારી રીતે જાણો છો કે હું સ્વતંત્ર છું. મ્હારી પાસે કપડાલત્તા, તથા પૈસાની પાછી રેલમછેલ છે. હવે કાંઇ વિશેષ ખૂલાસો જોઇએ છે?" ગેરકે પોતાના પરાક્રમો દર્શાવતાં બ્લેઇકને પૂછ્યુ. બ્લેઇકે ત્હેનો પ્રત્યુત્તર નહિ આપ્યો. ગેરકે પાછું આગળ ચલાવતા કહ્યુ. "બ્લેઇક! મ્હારો અત્રે આવવાનો મુદ્દો ત્હને યમપૂરીમાં પહોંચાડી, શાંત ચિત્તે વિશ્રાંતી લેવાનો હતો."

ઓહ! ત્યારે તો તું આ વખતે મ્હને યમપુરીમા મોકલવા આવ્યો હતો કેમ? ધન્ય છે ત્હારી હિમ્મતને. પણુ દોસ્ત! અફસોસની વાત તો એ છે કે આ દેહ તો ત્હારા જેવાને યમપુરીમાં પહોંચાડવા સરજાયલો છે. હવે હું ત્હને પાછો સદાને સારુ "ડેવિલ" દ્વીપમાં મોકલી આપીશ."

"ત્હને આ જગતમાંથી વિદાય કરવાની મ્હારી ભિષ્મ પ્રતિજ્ઞા છે. તે હું બળ વા કળથી પૂર્ણ કરીશ."

પણ અફસોસ ! ત્હને ત્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો સુયોગ પ્રાપ્ત ન થયો, હવે ત્હારાથી છટકાવાનું નથી, તેમ દયા પણ મળવાની નથી. "

" દયા ? જાસુસને ઘેર દયાનો વાસ હોતોજ નથી. હું કાંઇ ત્હારે ઘેર દયાનો ભિક્ષુક બની નથી આવ્યો, વળિ હું જાણું છું કે ત્હારામાં દયા આપવાની ઉદારતા પણ નથી. "

અચાનક બ્લેઇકની નજર ગૈરકના હસ્તો પર પડી. તે પોતાના ખીસામાં હાથ નાખવા જતો હતો.

" ખબરદાર ! ખીસ્સામાં હાથ નાખશે તો ખોપરી ઉડી જશે. ચાલ ત્હારા હાથો ટેબલ પર મુક ? ! " આમ કહી બ્લેઇકે પોતાના ખીસ્સામાંથી હાથકડીયો કાઢી. " ગૈરક ! લાવ ત્હારા હાથમાં મ્હને કડીયો નાખવા દે ? ! " ગૈરકે પોતાના હાથ ટેબલ પર મુકયા, કે તરતજ બ્લેઇકે ત્હેના હસ્તોમાં હાથકડીયો પ્હેરાવી દીધી.

ગૈરકની આશ્ચર્યજનક ધીરજ તથા ઢીલચાલ જોઇ, બ્લેઇક અજાયબ થયો. બ્લેઇકના મનમાં ન્હોતું કે ગૈરક આટલી સ્હેલાઇથી તાબે થશે. બ્લેઇકે પાટલુનના ખીસ્સામાંથી ચાવી કાઢી, હાથકડી બંધ કરવા હાથ લંબાવ્યો; અચાનક ત્હેના હાથમાંથી પિસ્તોલ સરી પડી, અને ત્હેના સાથેજ બ્લેઇક પણ ભોંય પર ગબડી પડયો.

વાંચકો ! ગૈરકે પોતાના ડાબા હાથની બે આંગળીઓ વચ્ચે [1] "એમોનીયા" ની ન્હાની ટયુબ છુપાવી રાખી હતી. જેવો બ્લેઇક

---

૧ એક જાતનો તિક્ષ્ણ તેજાબ

હાથકડીને આવી દેવા ગયો, તેવોજ "એમોનીયા" હેના મ્હોં પર જઇ પડયો; અને તે ભોંય ભેગો થઇ ગયો. બ્લેઇકને પડેલો જોઇ. ગૈરક હર્ષથી ગાજી ઉઠયો, " કેમ શયતાન ! હવે કોણ છે હારો બેલી ? "

આ સમયે બ્લેઇક પોતાને બચાવી શકે એવી સ્થિતીમાં ન્હોતો તીવ્ર "એમોનીયા" હેની આંખમાં તથા નાકમાં ગયો હતો. સર્વ ભાગમાં લાલ ચાંઠા પડી ગયા, અને બ્લેઇક હાંફવા લાગ્યો, આવો સુયોગ જોઇ પિશાચ ગૈરક પોતાના પોકેટમાંથી છરો કાઢી, બ્લેઇકનું ખુન કરવા તત્પર થયો, બ્લેઇકે જાણ્યું કે હવે તો નક્કી આવી બન્યું. હેણે ગૈરકના હાથો પકડવા ચેષ્ટા કરી, પરંતુ, તે નિષ્ફળ ગઇ. ગૈરક, બ્લેઇકની છાતી પર ચઢી બેઠો, ને હેને કહ્યું, " કેમ, ડિટેક-ટીવ સાહેબ ? શું વિચાર છે ? આ લો હમારી.........."

આ સમયે બ્લેઇકનો સ્વામીભક્ત કુતરો, સિંહ સમો નાદ કરતો, પોતાના સ્વામીના રક્ષણાર્થે આવી પહોંચ્યો. પોતાના કામમાં ખલેલ પડેલું જોઇ, ગૈરક એકદમ કુતરા તરફ ધસ્યો. બલિષ્ટ " ટાઇગરે " ગૈરક તરફ ધસારો કર્યો, હેન્રી હેના ધમારા સ્હામે ટકી ન શકયો, સ્વામીભક્ત ટાઇગરે પોતાના સ્વામીને ભાનમાં લાવવા પોતાના સુંવાળા વાળવાળી પૂછડી ફેરવી, પણ કમનસિબ ! " એમોનીયા " હેના શરીર પર પડયો. ગૈરકે આખરે હારી જઇ, બાકી રહેલો "એમોનીયા" ટાઇગર પર નાખ્યો, ટાઇગર તથા બ્લેઇકને બેહોશ જોઈ પિશાચ પાગલની માફક હસી પડયો, ઇશ્વરકળા અગાધ છે. અચાનક સ્મિથ બ્હારથી આવ્યો, ને સર્વ મામલો જાણતાંજ, એકદમ અંદર ધસી આવી, ટેબલ પર પડેલી રિવોલ્વર ઉઠાવી ગૈરકની સ્હામે તાકી, પરંતુ સર્વ નિષ્ફળ ગયું: ગૈરક એકદમ છલંગ મારી, સીડી આગળ જઇ

પ્હોંચ્યો. સ્મિથે એની પુઠ પકડી, પણ ગૈરક એકદમ સીડી ઉતરી, બાગની બ્હાર અગીઆરા ગણી ગયો, આખરે થાકી સ્મિથ, ટાઇગરની પાસે આવ્યો. સ્વામીભકત કુતરો બેભાન થઇ, સ્વામીની પાસેજ પડયો હતો. સ્મિથે પાણીથી, ત્હેનું મ્હોં ધોવું શરુ કર્યું. ટાઇગરના શરીર પરનો એમોનિયા સાફ કરી, સ્મિથે બ્લેઇકને હોશમાં આણ્યો, બ્લેઇક શુદ્ધિમાં આવ્યો, એટલે સ્મિથે પૂછ્યું. " આ શું બન્યું ? અહિંયા ગૈરક કેવી રીતે આવ્યો ? અને આ એમોનિયા કેવી રીતે છાંટયો ? "

"સ્મિથ બદમાશ ગૈરકે પોતાની આંગલીયો વચ્ચે તીવ્ર એમોનિયા દબાવી રાખ્યો હતો. જેવો હું ત્હેને હાથકડી પ્હેરાવી કુંચી લગાવવા જતો હતો, તેવોજ એમોનિયા મ્હારા મ્હોં પર નાખ્યો. આખોમાં ઘણીજ લ્હાય બળે છે. લાવ હું મ્હારૂં મ્હોં જોઉં "આમ કહી બ્લેઇકે પાસે પડેલા આયનામાં પોતાનું મ્હોં જોયું. ત્હેના મ્હોં પર લાલ ચાંદા પડી ગયા હતા, બ્લેઇકે આયનામાં જોતાં કહ્યું," હા ! ઇશ્વર ઘણોજ દયાળુ છે, કે આજે હું આંધળો થતો બચ્યો.'

જ્યારે બ્લેઇક આયનામાં મ્હોં જોતો હતો, ત્યારે બીજી બાજુ સ્મિથ પોતાના વ્હાલા ટાઇગરને શિતળ જળ સિંચી ઠંડક આપતો હતો અચાનક બ્લેઇકની નજર ટાઇગર પર પડી. તે બોલી ઉઠયો, "શું ગૈરકે, ટાઇગર પર પણ એમોનિયા નાખ્યો ? ઠીક છે બચ્ચા ગૈરક, હવે આનો બદલો તું જોઇ લેજે."

બ્લેઇકના ક્રોધનો પારજ ન રહયો.

"સ્મિથ ! હવે આપણે ગૈરકને કોઇ પણ પ્રકારે પકડવોજ જોઇએ."

"હા ! એની ચાલાકીથી તો સારું યુરોપ ધ્રુજી ઉઠે છે."

"પણ તમે હવે શું કરશો ? એના હાથમાં ઘણાજ માણસો

છે મ્હને તો એની બાદશાહી ચોકટના એક્કા વાળી ટોળીનો ઘણોજ ભય લાગે છે."

"ડરી ગયો ! એમાં ડરવાનું શું છે ? આપણે આપણા જીવનમાં કંઇક જાતના માણસો સાથે પાનાં પડયા છે, તો પછી ગૈરક અને ત્હેની ટોળી તે એના આગળ શું છે ?" બ્લેઇકે હિમ્મત આપતાં કહ્યું.

આ સમયે અચાનક બ્હારના "કૉલબેલ" નો ધ્વની આવ્યો સ્મિથ બ્હાર ગયો. અને બેક્ષણમાં પાછો આવ્યો, ત્હેણે કહ્યું.

"બ્હાર ત્હમને બે જણા–મળવા માંગે છે. એક તો ઇમ્પીરીયલ બેંકના મેનેજર તથા બીજો જેકલ પાર્ચ છે.

"ફરી પાછો જેકલ પાર્ચ ? એકવારનો, જેકલ પાર્ચના નામે આવી ગયો. તો પછી બીજા કયા જેકલ પાર્ચ આવ્યા છે ? ઠીક આવવા દે. કંઇક નવીન જાણવાનું મળશે."

થોડીવારમાં બંન્ને આંગતુકો આવી પ્હોંચ્યા. ત્હેમાં એકે પૂછયું "આપજ લંડનના પ્રસિદ્ધ ડિટેકટીવ બ્લેઇક છો ?"

"હા ! હું તેજ ભટકતો બ્લેઇક" બ્લેઇકે હસતાં હસતાં પોતાની ઓળખાણ આપી. પ્રશ્ન કરનાર આદમીએ પોતાનું શરીર કાળા સુટથી અચ્છાદિત કર્યું હતું. તે શરીરે બલિષ્ટ તથા બળવાન હતો. એનો ચ્હેરો ગોળ તથા ગોરો હતો.

ત્હેણે બ્લેઇકને પૂછયું "વેલ મિ૦ બ્લેઇક ! આપના મ્હોં પર આ શેના છાલાં પડયાં છે ?"

"હું એક માનવ–પિશાચને હાથકડી પહેરાવતો હતો, એટલામાં, ત્હેણે મ્હારા પર "એમોનીયા" નાખ્યું. અને અહિંથી છુપાંચ ગણી ગયો."

"ઇશ્વરનો પાડ માનો કે, ત્હમારી અમુલ્ય આંખો બચી ગઇ."

"હા! ઇશ્વર ઘણોજ દયાળુ છે."

"જે બદમાશે ત્હમને હેરાન કર્યા છે, ત્હેણે મારી સાથે પણ બદમાશી કરી છે."

"કેવી રીતે?" બ્લેઇકે આશ્ચર્યતાથી પૂછ્યું.

"મિ૦ બ્લેઇક! આ મ્હારી સાથે આવેલા મિ૦ જેકલ પાર્ચ છે અને તે મિ૦ સિલેસ પાર્ચના મ્હોટા ભાઇ થાય છે." બેંકના મેનેજરે પેલા ગૌર આંગતુકની ઓળખાણ આપતાં કહ્યું.

"શું ત્હમે સુવિખ્યાત પાર્ચના ભાઇ થાઓ છો?"

"હા! ત્હમોને સર્વ હકીકત મેનેજર સાહેબ કહેશે."

જેકલ પાર્ચે ટુંકાણમાંજ પતાવ્યું.

મેનેજરે કહેવું શરૂ કર્યું, "મિ૦ બ્લેઇક! ગઇ કાલે બપોરે હમારી બેંકમાં મિસ્ટર સિલેસ પાર્ચના હસ્તાક્ષરો વાળો એક ચેક આવ્યો, તે ચેક ત્હમારા નામનો હતો, ને તેમાં પચાસ હજાર પૌંડ આપવા એમ હતું."

બ્લેઇકે ચકિત થતાં પુછ્યું. "મ્હારા નામનો?"

"જી હા! ત્હમારા નામનો હતો જુઓ હું તે ચેક પણ હું સાથે લાવ્યો છું. આજ ખાત્રી કરી જુઓ. જો મિ૦ સિલેસ પાર્ચ રેલ્વે ગાડીમાં કચડાઇ સ્વર્ગે ન સિધાવ્યા હોત તો અમારે ત્હમારી પાસે આવવાની જરૂરજ નહિ પડતે."

બ્લેઇકે, મેનેજરના હાથમાં ચેક લઇ, નિરિક્ષણ કરવા માંડ્યું.

"આ ચેક પરના અક્ષરો સિલેસ પાર્ચના છે?" બ્લેઇકે મેનેજરને પ્રશ્ન કર્યો.

"ના, ગઇ ૧૪ મી તારીખે રાત્રે મિ૦ સિલેસ પાર્ચ ક્યાંઇક ગયા, ને પછી તે ૧૬ મી તારીખે કેવી રીતે લખી શકે ? મિ૦ સિલેસ પાર્ચની પાસેની સર્વ વસ્તુઓ ગૂમ થએલી માલમ પડે છે."

"ત્યારે ત્હમો તે બદમાશની તપાસ કરાવવાનું કાર્ય સોંપવા આવ્યા છો ?"

"હા ! જો તમે મ્હેરબાની કરી આટલું કામ કરશો, તો મ્હોટો ઉપકાર થશે" જેકલ પાર્ચે નમ્રતાથી વિનંતી કરી.

"સાંભળો, જે બદમાશે, મ્હારા પર "એમોનિયા" નાખ્યો છે ત્હેનુંજ આ સર્વ કામ છે. તે એક કલાક પહેલા અહિં હતો."

"આ ત્હમે શું કહો છો ?" મેનેજરે એકદમ પ્રશ્ન પૂછ્યો.

"મહાશય ! નશ્ચિંત જીવે સાંભળો. તે બદમાશનું નામ હેન્રી ગૈરક ઉર્ફે ચોકટનો એકકો છે. ત્હેને ફ્રેંચ ગવર્નમેંટે "ડેવિલ" દ્વીપમાં મોકલ્યો હતો, પરંતુ તે ચાલાકીથી છુટી નીકળ્યો."

"હા ! તેજ ચોકટનો એકકો કે જેનાથી સારૂં યુરોપ પણ ધ્રુજી ઉઠે છે."

"હું એનેજ પકડવાની તૈયારીઓ કરૂં છું. માટે ત્હમો શાંતિથી આરામ કરો. હું એને પકડી, કઠોર શિક્ષા કરાવવા ધારૂં છું."

"ઠીક, સાહેબજી" બ્લેકની રજા લઇ મેનેજર ત્થા જેકલ પાર્ચ પોતાને રસ્તે પડયા. એકલા પડેલા બ્લેકે નિર્જન રૂમમાં આમથી તેમ આંટા મારવા શરૂ કર્યા. આજે ત્હેના હૃદયમાં ક્રોધનો દાવાનળ સળગતો હતો, ત્હેણે ગૈરકને કોઇ પણ પ્રકારે પકડવો, એવો નિશ્ચય કર્યો.

બીજે દિવસે પ્રાંતઃકાળમાં બ્લેક જ્યારે ચ્હા પી રહ્યો હતો,

ત્યારે રસ્તા પર છાપું વેચનાર બોયને ઉંચે સ્વરે કંઇ બોલતાં સાંભળ્યો. સ્વર કાને પડતાંજ બ્લેઇકે સ્મિથને કહ્યું, "સ્મિથ! જો તો આ શું કહે છે!"

સ્મિથ, થોડી વારમાં તપાસ કરી પાછો આવ્યો, ને કહ્યુ, તે "લંડન ટાઇમ્સ" વેચે છે. અને કહે છે કે આજે પ્રાતઃકાળમાં એક જમીનદારનું ભિષણ ખૂન થયું છે.

"જા, એક કોપી લઇ આવ."

સ્મિથ એકદમ નીચે જઇ છાપુ વેચનાર પાસેથી છાપુ લઇ ઉત્સાહભેર ઉપર આવ્યો. "લો વાંચો! ઘણીજ હૃદય કંપાવનારી ખબર છે."

બ્લેઇકે જિજ્ઞાસા ભર્યા હાથે પેપર પકડી વાચવું શરૂ કર્યું, ત્હેમાં એમ હતું કે.

"આજે પ્રાતઃકાળમાં લંડનના પ્રસિદ્ધ ઉમરાવ સર કોલિન કોરનિયસનું અતિ ભિષણ ખુન થયું છે. ખુનીને ગિરફતાર કરવામાં આવ્યો છે ખુનની તપાસ કરતાં માલમ પડયું કે તે "ઇસ્ટર્ન ક્વીન" નામની સ્ટીમરનો આસીસ્ટંટ કેપ્ટન એલનડીન છે."

બ્લેઇક આંખો ફાડી સ્મિથના સ્હામું જોઇ રહ્યો.

"શુ એલનડીને ખુન કર્યું?" બ્લેઇક વિચારમાં પડી ગયો.

"ના, ના એમ બનવુંજ મુશ્કેલ છે? આ સર્વ કામ બદમાસ ચોકુટના એકલાનુંજ છે. હવે સમજ પડી, વેરની વસુલાત ગૈરકે કરી અફસોસ! એલનડીનની ગીરફતારી સાંભળી મીસીસ વેસ્ટનની શુ અવસ્થા થઇ હશે?"

આ સર્વ વિચારોએ બ્લેઇકના મનને વ્યાકુળ બનાવી દીધું.

# પ્રકરણ ૭.

## પ્રેમીઓનું મિલન.

સર કોલિન કોરનિયસનો પુત્ર બેટ્રમ પિતાના જેવો દુષ્ટ ન્હોતો પરતુ ત્હેનામાં એક ખોડ હતી ત્હેણે પોતાની માનસિક શકિત ત્થા દૃઢતા દબાવી રાખ્યા હતા. તે પિતાની આજ્ઞાનુ પાલન કરવું, એ ફરજ છે. એમ સમજતો હતો તે જો કોઇ વખત સર કોલિન ત્હેને કુકર્મ કરવા કહે તો, પણ તે કદિ પાછો હઠતો નહીં. ત્હેણે પોતાની ઇચ્છા વિરૂદ્ધ પિતાની આજ્ઞાનું પાલન કરી, મીસ વેસ્ટનની સાથે લગન કરવા હા પાડી હતી, પરંતુ પિતાના મૃત્યુ પછી ત્હેણે વેસ્ટનની સાથે લગન કરવાનો વિચાર છોડી, દીધો. વેસ્ટન આ સમયે ત્હેના મકાનપર રહેતી હતી. જ્યારે એલનડીનના પકડાયાના સમાચાર વેસ્ટનને મળ્યાં, ત્યારે ત્હેના શોકનો પારજ ન રહ્યો. વેસ્ટનને દિલગીર થતી જોઇ પેચ્યા હૃદયના બેટ્રમનુ હૃદય પણ શોકમાં ગરકાવ થઇ ગયું.

લંડન આવ્યા બાદ મીસ વેસ્ટનને ખબર મળી કે બેટ્રમ તો કોઇ અન્ય રમણી પર આસકત છે, ત્યારે ત્હેના હર્ષનો પાર ન રહ્યો. એલનડીનની ગિરફતારીનો સમાચારથી શોકાતુર વેસ્ટનને બેટ્રમ ધૈર્ય આપતો હતો

"બેટ્રમ ત્હારો ઉપદેશ વ્યર્થ છે. જો મ્હારો ડીન અપરાધિ હોત તો મ્હને શોક નહિ થતે, પણ તે તદન નિરપરાધી છે. શું

ખરેખર ડીનેજ તમારા પિતાનું ખુન કર્યું છે ? જો કદાચિત ડીનને સજા થશે તો બેટ્રમ હું એક ઘડી પણ જીવી નહિ શકું" વેસ્ટને ગદ્દગદિત કંઠે કહ્યું.

બેટ્રમે ગંભિરતાથી કહ્યું. "મેરીયન ! પિતાના અકાળ મૃત્યુને લીધે મ્હારી બુદ્ધિનો ધ્વંશ થયો છે, હું ચોક્કસ રીતે અપરાધિ કોણ છે ને કહેવા શક્તિવાન નથી. જો એલનડીન છુટે તો હું પણ અત્યંત રાજી છું, અને તમારો મેળાપ થએલો જોઇ મ્હારા હૃદયને શાંતિ મળશે"

"જો તમે આ વિચારના હો, તો મ્હને હમણાં ડીનની મુલાકાત કરાવવા મહેરબાની કરશો ?"

"એ મ્હારાથી કેવી રીતે બને ? તે તો જેલમાં હશે !"

"હું ! હવે મ્હને યાદ આવ્યું તેજ મ્હારી ઇચ્છા પાર પાડશે."

"તે કોણ ?"

"મિત્ર બ્લેઇક ! જો ત્હેના રહેવાનું ઠેકાણું પ્રાપ્ત થાય તો મ્હારી ઇચ્છા પૂર્ણ થાય."

ઘણીવાર એવું બને છે, કે ઇશ્વર મનુષ્યની અભિલાષાઓ તરત પૂર્ણ કરે છે. જ્યારે વેસ્ટન અને બેટ્રમની વચ્ચે ઉપરોક્ત સંવાદ ચાલતો હતો. એટલામાં નોકરે રૂમમાં આવી, એક અપરિચીત આદમીનું વિઝીટીંગ કાર્ડ આપ્યું કાર્ડ વાંચતાંજ વેસ્ટનના હર્ષનો પારજ ન રહ્યો, મિ૦ બ્લેઇકજ આવ્યા છે. જાઓ, બેટ્રમ એને અહિંયા તેડી લાવો."

બે મિનિટમાં બ્લેઇકે રૂમમાં પ્રવેશ કર્યો. ત્હેને જોતાંજ વેસ્ટન બોલી ઉઠી " મિસ્ટર બ્લેઇક ! તમારું આયુષ્ય લાંબુ છે. મ્હેં તમને હમ-

ણુંજ યાદ કર્યા હતા. જો ત્હમારી ઇચ્છા હોય તો મ્હારી એક અરજ છે, મ્હને મ્હારા કામમાં સ્હાય કરશો ?"

બ્લેઇક ધીરા સ્વરે કહ્યું. "શુ કામ છે. મ્હારાથી બનતી મદદ હું કરીશ. અચાનક બેટ્રમે વચમાં પૂછ્યું. " મિસ્ટર બ્લેઇક ! ત્હમારા આગમનથી હમારૂં દુઃખ કંઇક અંશે ઓછું થયું છે. પણ ત્હમારું અત્રે એકદમ આવવું કેમ થયું ?"

"મ્હેં આપના પિતાના ખુનના સમાચાર, પેપર દ્વારા જાણ્યા, અને આ કામ કેવી રીતે બન્યુ તેની તપાસ કરવાના ઇરાદે આવ્યો છું

"મ્હને સ્વપ્ને પણ ખબર ન્હોતી કે મ્હારા પિતાનું ખુન થશે," બેટ્રમ ગળગળો થઇ ગયો.

"ભાઈ ! ત્હમો શાંત થાઓ. દુઃખના સમયમાં ધૈર્ય રાખવું જોઇએ ખેર પણ મ્હને આ હત્યાકાંડની પહેલા શું શું બનાવો બન્યા હતા- તે સત્ય કહો. મીસ વેરટન ! હું ત્હમને ત્હમારા કાર્યમાં બનતી મદદ કરીશ. તે માટે નીશ્ચીત રહેજો."

"મેરિયન ! તું પણ શાતિથી સર્વ ઘટના કહું છુ તે સાંભળી બેટ્રમે વેરટનને વચ્ચે બોલતાં અટકાવી.

બેટ્રમે આગળ ચલાવ્યું, " મિ૦ બ્લેઇક ! ગયા પરમ દહાડે એલનડીન. મીસ વેરટનને મળવા હમારે ઘેર આવ્યો. મ્હેં લંડન આ-વ્યા બાદ મ્હારો મેરિયન સાથે વિવાહ કરવાનો વિચાર માંડી વાળ્યો હતો. એટલે ડીન અને મેરિયમને મળવાને જરા પણ હરકત ન્હોતી. થોડા દિવસ બાદ મ્હારા પિતા મ્હારો વિચાર પામી ગયા. ડીનને

અમારે ઘેર આવેલો જાણી ખૂબ ક્રોધે ભરાયા. કેમે કર્યા શાંત ન થયા આખરે ત્હેણે એલનડીન અને વેરટનને બાગમાં એક એકાંતમાં જોયા. જોતાંની સાથેજ તે બોલ્યા, 'બદમાશો ! મ્હારી હયાતીમાં આવી નફ્ફટ ચાલચલગત મ્હારા પ્રાણ હશે, ત્યાં સુધી ત્હમને કદીપણ પરણવા ન દઇશ." આમ કહી એમણે એલનડીનના ગાલ પર એક તમાચો લગાવ્યો. એલનડીનથી અપમાન સહન ન કરી શકાયું; ત્હેણે એકદમ સહામો તમાચો માર્યો. મ્હારા પિતાએ દરવાનને બોલાવી ધમકાવેરાવી, ડીનને બ્હાર કાઢ્યો. એલનડીન બ્હાર નીકળતા બોલ્યો, " સર કોલિન ! હું આનો બદલો અવશ્યજ લઇશ " ડીનના ચેતવણી પૂર્વક શબ્દો સર્વે સાંભળ્યા."

" પછી શું થયું " બ્લેઇકે આતુરતાથી પૂછ્યું.

આ પ્રશ્નનો જવાબ બેટ્રમજ આપી શક્યો પરંતુ મેરિયન બોલી " ત્યારબાદ એલનડીન ક્રોધમાં ત્યાંથી ચાલ્યા ગયા સાંજ સુધી કોઇ પણ નવાજુની નહિં થઇ. હું મ્હારા રૂમમાં આવી બની ગએલી બીના સારૂ ચિંતા કરવા લાગી."

" મિ૦ બ્લેઇક ! હુ પણ સાંજના સાત વાગ્યા કે મ્હારા મિત્રને મળવા ચાલ્યો ગયો." બેટ્રમે ખુલાસો કર્યો.

મીસ વેરટને આગળ ચલાવ્યું, " રાત્રિના હું મ્હારા રૂમમાં બેઠી હતી, એટલામાં મ્હારા કાને કોઇનો આર્ત સ્વર આવ્યો. હું તરત સ્વરની દિશામાં ગઇ. સ્વર કોલિનના રીડીંગ રૂમમાંથી આવતો હતો. જતાંને વારજ મ્હેં ત્યાં એમને બેભાન અવસ્થામાં દીઠા."

" ત્યાં ત્હમે બીજું શું જોયું ? " બ્લેઇકે આતુરતાથી પૂછ્યું.

"સર્વ બારી બારણાં ખુલ્લાં હતાં. ખુની ત્યાંથી ન્હાસી ગયો હતો. હું ઉભી હતી એટલામાં સર્વ નોકરો તથા મિ૦ બેટ્રમ ભેગા થઇ ગયા..."

બેટ્રમે વચ્ચેજ કહ્યું, "મિ૦ બ્લેઇક! સાંભળો ત્યાર પછીની વાત મેરિયનથી કહેવાસે નહિ. સર્વ નોકર ચાકરો એ ઘરના ખુણેખુણા તપાસ્યા પરંતુ ખુનીનો પત્તો ન લાગ્યો. અચાનક મ્હારી દ્રષ્ટિ બારણાં પાસે બેહોશ પડેલા મિસ્ટર એલનડીનપર પડી બીજા માણસોને આવતાં જોઇ ડીન ઉભો થઇ ન્હાસવાની તૈયારી કરતો હતો, પણ હમે એને પકડી લીધો ત્હેના હાથમાં સીસમનો રૂલ હતો. ત્હેનાપર રકતના ડાઘ હતા, અને બે ચાર મસ્તક નાવાળ પણ ચોટી ગએલા હતા. હવે સર્વએ નકકી કરયું કે, બપોરના થએલા અપમાનનો બદલો એલનડીને લીધો છે. તેથીજ મ્હારા..." બેટ્રમની આંખોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં.

બ્લેઇકે સર્વ શાંતિથી સાંભળ્યુ. અને પછી ધીરેથી પૂછ્યું, "પણ મી૦ બેટ્રમ મ્હેં તો પેપરમાં ત્હમારા પીતાનું મૃત્યુ, છરીથી થયું છે એમ વાંચ્યું !"

"હા ! તે ખરૂં છે."

"જેતે ખરૂં હોય તો પછી રૂલ પર રક્તનો ડાઘ કેવી રીતે આવ્યો. જે છુરીથી ત્હમારા પિતાનું મૃત્યું, તે છુરી એલનડીન પાસે નીકળી હતી !"

"ના"

"શોધી હતી કે કોઇ આજુબાજુ ખુણામાં પડી હોય."

" ના "

" ઠીક, મ્હને ત્હમારા પીતાનો મૃત્યુદેહ બતલાવશો ? "

" ઘણીજ ખુશીથી આપનાથી જો બને તો રહસ્યનું ગુંચળું ઉકેલજો

બેટ્રમ તથા બ્લેઇકે રીડીંગ રૂમમા પ્રવેશ કર્યો, રુમમાં એક ટેબલ લેમ્પ પ્રકાશ આપી રહ્યો હતો. બ્લેઇકે મૃત્યુ દેહની પરિક્ષા કરી કહ્યું." મૃત્યુ છુરીથી થયુ છે. દંડાથી થયું. "

મિ૦ બ્લેઇક! ડોકટરોએ પણ ત્હમારા મતનોજ અભિપ્રાય આપ્યો છે. પરંતુ મ્હારે મન તો સર્વે એકજ છે. કેમકે હવે મ્હારા પિતા હયાત નથી. "

" હા ! હવે શોક કરવો વ્યર્થ છે, જુઓ આમ તેમ તપાસ કરો કદાચિત છુરી પડી હોય, પણ બેટ્રમ એક વાત પૂછું.? "

" હા ખુશીથી "

મૃત્યુના દિવસે સાંજના કોઇ સર કોલિનની મુલાકાતે આવ્યું હતુ."

" હું સાંજના બ્હાર ગયો હતો. એટલે મ્હને ખબર નથી. મ્હને જ્યારે પોલીસ ઇન્સ્પેકટરે આ સવાલ પૂછ્યો ત્યારે મ્હેં સર્વ નોકરોને પૂછ્યું, પરંતુ જવાબમાં ફક્ત " ના " જ હતી. "

" ઠીક ! તે દિવસ કોઇનો પત્ર યા ચિઠ્ઠી આવી હતી ? "

" હા ! દરરોજના નિયમાનુસાર ટપાલ આવી હતી. "

" ત્હેમાં હેનરી ગૈરકનો પત્ર હતો. ? "

" બેટ્રમે વિસ્મયતાથી પૃછ્યું, " ગૈરકનો શું ત્હમે ગૈરકને ખુની માનો છો. ? "

બ્લેઇકે ગંભીરતાથી પ્રત્યુત્તર આપ્યો. " મ્હેં ત્હમારા પિતાને

ગેરકથી સાવચેત રહેવા પહેલેથીજ કહ્યુ હતું. મ્હારા અનુમાન પ્રમાણે એલનડીન તદ્દન નિરપરાધિ છે. ખેર! પહેલાં છૂરીની તપાસ કરો. મિસ્ટર બેટ્રમ ત્હમે મ્હારા પ્રશ્નનો ઉત્તર નહિ આપ્યો?"

હું! ભૂલ્યો, ગૈરક તરફથી કોઇ પણ પ્રકારનો પત્ર યા ચીઠ્ઠી ન્હોતી આવી, રહવારના મ્હારા પિતાશ્રી કહેતા હતા કે "ગૈરક સમુદ્રમા પડી મરી ગયો, હવે આપણને નિરાત વળી."

" ત્હમારા પિતા ગૈરકની શકિતને ન્હોતા ઓળખતા, એ ઘણોજ કળાબાજ અને શુરો છે."

બ્લેઇકે આટલું કહી રીડીંગ રૂમની તપાસ કરવી શરૂ કરી. નિરિક્ષણ કરતાં માલમ પડ્યુ કે, ખુની અને કોલિન વચ્ચે ખુબ ઝપાઝપી થઇ હોવી જોઇએ, કારણ કે ખુરસી, ટેબલો ઉથલી પડયા હતા, સર્વ ચીજો અસ્તવ્યસ્ત થઇ ગઇ હતી. પાથરેલું બિછાનુ ચોળાઇ ગયું હતું. આટલી તપાસ કરી બ્લેઇકે ટેબલ પર પડેલા કાગળો તપાસવા શરૂ કર્યા અચાનક ત્હેની નજર એક વીઝીટીંગ કાર્ડપર પડી, તરતજ ત્હેણે બેટ્રમને પૂછ્યું, "આ" કાઉન્ટ મેકસવોન રૈટર " કોણ છે?'

બેટ્રમે પ્રત્યુત્તર આપ્યો, "નામ પરથી તો તે જર્મન હોય એમ લાગે છે. પિતાજી એક વખત એમ કહેતા હતા, કે કોઇ જર્મન કાઉન્ટ ત્હેમને મળવા આવનાર છે.

"વીઝીટીંગ કાર્ડ પરથી મ્હને લાગે છે કે તે દિવસે મળવા આવ્યો હશે.

"મ્હને ત્હેના આવ્યાની બિલકુલ ખબર નથી. હું મ્હારા નોકરને પુછી જોઉં" આમ કહી એડ્રમે પોતાના નોકરો તથા પારિચારિકાઓને બોલાવી ઉપરોકત વાતની તપાસ કરી. તપાસ કરતાં કોઇ પણ ખરો જવાબ આપી ન શકયું "વેસ્ટન" પણ બરોબર ખુલાસો નહિ આપી શકયો. આ વખતમાં બ્લેઇકે ગલિચાનું નિરક્ષણ કર્યું, પછી ત્હેણે એડ્રમને ત્હેના પિતાના બુટ લાવવા કહ્યું થોડીવારમા સર કોલિનના બુટ લાવવામા આવ્યાં. થોડીવાર પછી બ્લેઇકે હર્ષથી કહ્યું, "ખેલ ખલ્લાસ ! જાઓ મિ૦ એડ્રમ ત્હમે નિરાંતે બેસો."

"પણ ત્હમને એવું તે શુ રહસ્ય પિતાજીના બુટે બતલાવ્યું કે ત્હમે હર્ષિત થઇ ગયા.

"બુટ પરથી સિધ્ધ થયું કે સાંજના ત્હારા પિતાને કોઇ પણ મળવા આવ્યુ હતું. ગલિચાપર બુટના ડાઘ હજુ પણ સ્પષ્ટ રીતે દેખાય છે. ગાલિચાપરના ડાઘ બુટના છે, જ્યારે ત્હમારા પિતાનો બુટ મ્હોટી સાઇઝનો છે. તેમ આ ન્હાનો ડાઘ એલનડીનના બુટનો પણ નથી, કારણકે તે કદિ પણ આવી તરેહના બુટ નથી પ્હેરતો આ ઉપરથી એલનડીન સિવાય કોઇ અપરિચિત વ્યકતી ત્હમારા પિતાને મળવા આવી છે; એ નકકી."

રૂમની તપાસ સમાપ્ત કરી, બ્લેઇક બહાર નીકળ્યો અહિંથી તે એલનડીન જ્યાં આગળ બેહોશ અવસ્થામાં પકડાયો હતો ત્યાં આવી પ્હોંચ્યા. બ્લેઇકે સ્થિરતાથી તપાસ કરી; ત્હેના મુખમાંથી એકદમ હર્ષ–સૂચક શબ્દ નીકળી પડયો.

"મિ૰ બેટ્રમ! અહિંયા. આદમીના પગલાં દેખાય છે. જુઓ. તે હજુ સુધી ચોકખો છે. આ ચિન્હ, તે ન્હાના બુટના છે, વળી પાસેજ મ્હોટા તથા અમેરિકન ટોવાળા બુટના ચિન્હ છે. આ મોટા ચિન્હ અવસ્ય એલનડીનના બુટના છે. બુટના ચિન્હો પરથી માલમ પડે છે કે એલનડીન દરવાજાથી આગળ જઇ શક્યો નથી. વળી જુઓ. અહિંયા આગળ એક સામટા પગના ચિન્હો છે, આ ઉપરથી સિદ્ધ થાય છે. કે અહિં બે માણસો વચ્ચે ખુબ ઝપાઝપી થઇ છે.

બેટ્રમે સર્વ જોયું, પરતુ કશુ પણ બોલી નહી શક્યો. તપાસની સમાપ્તી થતાં સર્વ ચીંતામગ્ન ચીતે ડ્રોઈંગ રુમમાં આવ્યાં ત્યાં આવતાંજ મીસ વેસ્ટને બ્લેઇકને પુછ્યું, મી૰ બ્લેઇક! આ તપાસ કરવાનું શું કારણ? ત્હમારે કાંઇ સંબંધ છે. કે ફકત ત્હમારી જીજ્ઞાસાની તૃપ્તી ખાતરજ.

બ્લેઇક નીરૂત્તર રહ્યો.

મેરિયને આગળ ચલાવ્યું. "મી૰ બ્લેઇક ત્હમે મ્હને મ્હારા એક કામમાં મદદ નહી કરો!"

"ખુશીથી કહો શું કામ છે?" ત્હમે નીશ્ચીંત રહો, કાલેજ ત્હમારો પ્રાણ,–એલનડીન–છુટી જશે. પણ સૌથી પહેલાં હું એલનડીનને મળવા માગું છું."

"તો ત્હમે મ્હને એકવાર એલનડીન પાસે નહી લઇ જાઓ?"

"શું ત્હમે એને મળવા માંગો છો? ઠીક ચાલો મ્હારી સાથે પોલિસ ઇન્સપેકટર મ્હારો દોસ્ત છે."

"શું ત્હમે અત્રે ખુની કોણ છે ત્હેની શોધમાં આવ્યા હતા ?"

"હા ! હું એલનડીનની નિર્દોષતા પુરવાર કરવા, ખરા ખુનની
[illegible]સે આવ્યો હતો,

"હા ! હા ! ઇશ્વર કરેને એલનડીન છુટી જાય" વેસ્ટને ગદ-
[illegible]ત કંઠે કહ્યું.

બ્લેઇક તથા મીસ વેસ્ટન ત્યાંથી મોટરકારમા બેસી એલનડીનને
[illegible]ં રાખવામાં આવ્યો હતો, ત્યાં ગયા ઇન્સ્પેક્ટરે બ્લેઇકને માનપુર્વક
[illegible]ાડયો. અને પુછ્યું "વેલ મિ૦ બ્લેઇક ! ત્હમારૂ આગમન કેમ
[illegible] છે."

"દોસ્ત ! ફક્ત પકડાયલા ખુનીને નિર્દોષ પુરવાર કરવાને આરંભ"

"ત્હમારી મ્હેનત નિષ્ફળ જશે. ખુની મુદ્દામાલ સહિત પક-
[illegible]લો છે."

"ઠીક, એ વાત પડતી મુકો આ લેડીને મ્હેરબાની કરી એલ-
[illegible]નને મળવા દેશો. એમનું નામ મિસ મેરિયન વેસ્ટન છે.

"હું એમને પ્હેલાંથીજ ઓળખું છું. સર કોલિનના મકાન પર,
[illegible]૦ બ્લેઇકે મ્હને એમનો પરિચય કરાવેલો."

"ઠીક, તો એમને અંદર જેટલીવાર લાગે ત્યાં સુધી આપણે ગપ્પા મારીયે."

તરતજ ઇન્સપેક્ટર જોનસન મીસ વેસ્ટનને એલનડીનની કોટડી
[illegible]મળ લઇ ગયો. બંન્નેનો મેળાપ કરાવી, જોનસન બ્હાર બ્લેઇકની
[illegible]થે વાતે વળગ્યો. "મિ૦ બ્લેઇક ત્હમને કોની પર શક છે?"
[illegible]નસને વાતની શરૂઆત કરતાં પુછ્યું.

"ચોકટના એકકા પર."

જોનસન આશ્ચર્યતાથી બોલ્યો. "આપ શું કહો છો. ખુની, હેન્રી ગૈરક ?"

"હા ! હેન્રી ગૈરક ઉર્ફે મશહુર ચોકટનો એકકો. તે "ડેવિલ" દ્વીપમાંથી ન્હાસી. લંડનમા આવ્યો છે.

"હ ! મ્હને તેની બિલકુલ ખબર નથી. મ્હને મ્હેરબાની કરી સઘળી વાત કહો."

બ્લેકકે, જોનસનને ગૈરકનો સર્વ ઇતિહાસ અથઃથી ઇતિ સુધી કહી સંભળાવ્યો પોતે કયા કારણથી ગૈરકને ખુની ધાર્યો હતો, તે પણ જોનસનને કહ્યું. સર્વ વાત સાંભળી ઇન્સ્પેકટર જોનસને પણ નક્કી કર્યું કે, બ્લેકકનું અનુમાન સત્ય છે. એલનડીન તદ્દન નિર્દોષ છે.

પોતાની આરાધ્ય દેવી મીસ વેસ્ટનને કારાગ્રહમા પોતાની પાસે આવેલી જોઇ. એલનડીન પોતાનો શોક ભૂલી ગયો, તે એકદમ બોલી ઉઠયો, "મેરિયન ! ડીયર મેરિયન ! તું અહિંયા કયાંથી ? શુ હું સ્વપ્ન તો નથી જોતો ?

"નાહિ મ્હારા પ્રાણ ! સ્વપ્ન નથી પણ સત્ય છે. મિસ્ટર બ્લેકકની સ્હાયતાથી હું અહિં આવી ત્હમારા દર્શન કરી શકી છું, ત્હેમણે ત્હમને નિર્દોષ ઠેરવવાનું માથે લીધું છે. હમણાં બ્હાર ઇન્સ્પેકટર જોનસન સાથે વાતો કરે છે. મિસ્ટર બ્લેકક પણ ત્હમને મળવા માગે છે."

એલનડીને દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું, "અહા એની ચેષ્ટા સફળ થશે કે નહિં તે તો ઇશ્વર જાણે. આખું જગત મ્હને

નીજ ધારે છે, તો પછી મ્હારી નિર્દોષતા સાબિત કરવી, એતો
ની સ્હામે કુસ્તી કરવા જેવુ છે. ખેર ! સર્વ મ્હને ખુની માને
! મ્હારા હૃદયના વિસામા ! શું તું પણ મ્હને ખુનીજ ધારે છે ?
તો એના શરીરને હાથ પણ નથી લગાડયો."

"વ્હાલા ! ત્હમારી વાત સાંભળી મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે.
ત્હમે ખુની છો ? ના, ના, મ્હને બિલકુલ તે વાતમાં ભરોસો
ી, ભલેને આખું જગત ફાવે તેમ બકે, પણ હૃદય માનતું નથી.

"હા ! હું જગતનિયંતાનો પાડ માનું છું કે જનસમાજ જેવા
ાસાગરમાં મ્હને વિશ્રાંતી આપે એવું એક પાટીયુ છે..."

આ સમયે બારણું ઉઘડયું, અને ત્હેની સાથે બ્લેઇકની ભવ્ય
ં નજરે પડી. આવતાની સાથેજ ત્હેણે કહ્યું, " મિસ્ટર એલનડીન !
તે સ્વપ્ને પણ ખબર ન્હોતી કે આવું કષ્ટ ત્હમારે ભોગવવું પડશે.
મત કંઇ ઔરજ છે. "

" મિ૦ બ્લેઇક ! મીસ વેસ્ટને મ્હને ત્હમારી મનોધારણા કહી.
ત્હમારી દયાનો બદલો વાળવા અશક્ત છું, પરંતુ હું અંતઃ..."

તરતજ બ્લેઇક વચ્ચે બોલી ઉઠયો, " ત્હમે મ્હને કોઇ પણ
રની કૃતજ્ઞતાના શબ્દોથી લાદી ન દેશો. ફક્ત મ્હેં તો મ્હારી
તાની ફરજ સ્હમજીજ સર્વ કર્યું છે, કરૂં છું, અને કરીશ, ઠીક !
ત્હમે સર કોલિનના મકાને રાત્રિના સમયે કેમ ગયા હતા. ?

મ્હારા ઉદ્ધત સ્વભાવ ત્યા મ્હારી ઉદ્ધત વર્તણુકનો પશ્ચાતાપ
થી હું... "

" શું ત્હમ તેટલા સારૂં સર કોલિનના મકાને ક્ષમા માગવા
હતા ! "

" હા ! કારણ કે બપોરના મ્હેં ગુસ્સામાં આવી જઇ, સર
લનને મ્હારા અપમાનના બદલામાં એક તમાચો માર્યો હતો, ત્યા

વૈરની વસુલાત કરવાની ધમકી આપી હતી, જ્યારે હું ક્ષમા માગવા ગયો ત્યારે સર કોલિન અને કોઇ અપરિચિત પ્રવિણ અને બલિષ્ટ વ્યક્તિ વચ્ચે ગરમાગરમ વાત થતી જોઇ હુ બ્હારના દરવાજા આગળ ઉભો રહ્યો. થોડી વારમા મ્હારા કાને મારામારીનો અવાજ સંભળાયો. બે ક્ષણ બાદ મ્હેં ઉપરોક્ત કહેલા અપરિચીત આદમીને ઉતાવળથી બ્હાર જતો જોયો, ત્હેના હાથમાં સીસમનું રૂલ હતું, હુ એકદમ દોડી ત્હેને વળગી પડયો મ્હેં ત્હેના હાથમાંથી રૂલ છીનવી લીધું, પરંતુ બીજીજ ક્ષણે મ્હારા લમણા પર એક ધમ દઇને મુકકી પડી, હું બેહોશ થઇ નીચે પડી ગયો. જ્યારે હું હોશમાં આવ્યો, ત્યારે મ્હેં મ્હારી જાતને કોલિનના નોકરોથી ઘેરાયલી જોઇ, અને હું ખુની ઠર્યો."

એલનડીનની વાત સાંભળી બ્લેઇક હર્ષથી બોલી ઉઠયો,"

હવે ત્હમે નિશ્ચિત રહો, હું હવે ત્હમને નિર્દોષ ઠરાવવા સંપૂર્ણ હિમ્મત કરીશ. પરંતુ જ્યાં સુધી ગૈરક ઉર્ફે આ ખુનનો ખરો ખુની પકડાશે નહિ, ત્યાં સુધી ત્હમારે જેલમાં વાસ કરવો પડશે,

"મિ૦ બ્લેઇક! ત્હમારી સ્હાયતા વગર મ્હારો છુટકારો થવાનોજ નથી."

" ઠીક; હવે સમય ગુમાવવો નકામો છે, ચાલો હું રજા લઉં છું, આમ કહી બ્લેઇક બ્હાર જતો રહ્યો.

મીસ વેરટને એલનડીનને કહ્યું, " પ્રિયતમ ! હું જાઉં છું. સ્હાયક શ્રીહરિ છે. હવે જે બને તે ખરૂં. " મેરિયનના ચક્ષુઓમાંથી અશ્રુઓનો પ્રવાહ વહી ગયો એલનડીનની આંખોમાં પણ પાણી ભરાઇ ગયું. બન્ને પ્રેમીઓની હૃદયવેદના લખવા મ્હારી કલમ અસમર્થ છે.

બ્લેઇક, મીસ વેરટનને, બેટ્રમને ઘેર પ્હોચાડી, પોતાને ઘેર ગયો.



# પ્રકરણ ૮ મું.

## ડિટેકટિવ ફસાયો.

સેકસ્ટન બ્લેઇક પોતાના બેકર સ્ટ્રીટમાં આવેલા રહેઠાણમાં, ચિંતાતુર ચ્હેરે બેઠો હતો. ત્હેની પાસેજ સ્મિથ પણ વિચારોના વમળમાં ગોથાં ખાતો, એક આરામચેર પર પડ્યો હતો. થોડીવાર બંન્નેમાંથી કોઇ પણ બોલ્યું નહિ. આખરે સ્મિથે વાતનો આરંભ કરતાં કહ્યું, "બ્લેઇક! હજુ સુધી કોઇનો પત્તો નથી લાગ્યો, તો પછી ત્હમારી ધારણા કેમ પાર પડશે? એ સર્વ મ્હારી સમજમાં નથી આવતું."

"સ્મિથ! મ્હારી પાસે પ્રમાણોનો ઢગલો છે. પરંતુ કંઇ હાથ જોડી બેસી રહેવાથી કશું વળનાર નથી, માટેજ હું વિચાર કરૂં છું કે હવે મ્હારે કયો રસ્તો લેવો? હું સારી રીતે જાણું છું કે ગેરક અને ત્હેનું ચોકટના એકકા વાળું મંડળ લંડનમાંજ છે પરંતુ તે સર્વને કેમ પકડવા. એની વેતરણની ગોઠવણમાંજ છું."

"ગેરક કોઇ પણ નિર્ભય સ્થાનમાં ભરાઇ બેઠો હશે, એવી મ્હારી ધારણા છે." સ્મિથે પોતાનો મત દર્શાવ્યો.

"સ્મિથ! જ્યાં સુધી હું એને પકડીશ નહિ. ત્યાં સુધી સ્થિર થઇ બેસી નહિ શકીશ."

આ સમયે ટીરીરીરીંગ—ટીરીરીરીંગ, કરતી ઘંટડી વાગી. બ્લેઇક સ્મિથને કહ્યું, "સ્મિથ! જો તો બ્હાર કોણ છે?"

સ્મિથે બ્હાર જઇ જોયું તો એક રમણી કોઇની ચીઠ્ઠી લઇ આવી હતી, સ્મિથે ચીઠ્ઠી વાંચી કહ્યું. "બ્લેઇક ! ચીઠ્ઠી, ડોકટર જિવોથનનો છે. તે લખે છે કે, "રોગીની અવસ્થા બહુ ગંભિર છે. તે આપને મળવાની ઉમેદ રાખે છે. માટે જલદી આવો."

"ઠીક, હું હમણાંજ જાઉં છું." બ્લેઇકે ચીઠ્ઠી લાવનાર રમણી રમણી તરફ જોઇ કહ્યું, "દોડી જાઓ, હું હમણાજ આવું છું."

રમણી ત્યાંથી ચપળ ચાલે જતી રહી.

રમણીના ગયા બાદ બ્લેઇકે સ્મિથને કહ્યું, "મ્હને લાગે છે કે હવે બચશે નહિ. લાવ એની છેલ્લી ઉમેદ પુરી પાડું."

પ્રીય વાંચકો ! ઉપલી હકીકતમાં ત્હમને રજ માત્ર પણ સ્હમજ નહિ પડી હોય; તે માટે ગતબિના અત્રે લખવી હું યોગ્ય ધારૂં છું.

જ્યારે બ્લેઇક અમેરિકા જવાનો હતો, ત્હેના થોડા દિવસ પ્હેલાં, તેની મોટરથી એક દરિદ્ર મનુષ્ય આકસ્મીક કચડાઇ ગયો. બ્લેઇકનું હૃદય દયાથી છલકાઇ ગયું. ત્હેણે તે દરિદ્ર મનુષ્યને પોતાના મિત્ર ડોકટર જિવોથને ત્યાં આવી મારવાર સારૂં મોકલી આપ્યો આ બિના પછી તે અમેરિકા ગયો, એટલે ત્હેનું શું થયું તે બ્લેઇકને ખબર ન પડી' અમેરિકાથી આવ્યા બાદ, સમયના અભાવે, તે ન મળી શક્યો. આખરે તે માણસની અંતિમ ઘડી પાસે આવતી જોઇ ડોકટર જિવોથને બ્લેઇકને ચીઠ્ઠી લખી બોલાવ્યો.

બ્લેઇકને કપડા પહેરી બ્હાર જતો જોઇ સ્મિથે મૃદુ હાસ્યથી કહ્યું, " આજે તો સારો દહાડો રખડપટ્ટીજ કરો છો થોડી વાર વિશ્રાંતી લઇ જજો. "

" નહિ ભાઇ ! એનો કાળ પાસે આવ્યો છે. મ્હારે ત્હેની અંતિમ ઇચ્છા પૂરી કરવીજ જોઇએ. કંઇક એની વાતમા રહસ્ય હશે, માટેજ ડોકટર મ્હને એકદમ બોલાવે છે. " આટલું કહી ઝડપથી બ્લેઇક દાદર ઉતરી સડક પર આવ્યો, ભાડે ગાડી કરી ડોકટર જિવોથનની હોસ્પીટલ તરફ, ત્હેણે હંકાવી.

સ્મિથ ઘરમાં એકલો પડ્યો. ત્હેણે વખત પસાર કરવા પાસે પડેલી નોવેલ લઇ વાંચવું શરૂ કર્યું. કલાક જેટલો વખત જોતજોતામાં પસાર થઇ ગયો; અને બ્લેઇક પોતાને ઘેર પાછો આવ્યો. ત્હેની મુખ મુદ્રા પ્રફુલ્લીત હતી. ત્હેનુ મ્હોં જોઇ સ્મિથે પૂછ્યુ. " કેમ ! શું ખબર ? "

" હા ! ઘણીજ મઝાની ખબર, જેને સારૂ રહસ્યથી મગજ મારી કરતા હતા, તે એક કલાકમા થઇ ગયું. જ્યારે હું હોસ્પીટલમાં પહોંચ્યો, ત્યારે રોગીની છેલ્લી ઘડીયો ગણાતી હતી. સૌથી પહેલાં ત્હેણે મ્હારો આભાર માન્યો કે, અંતિમ ઘડીએ હું મળ્યો. ત્હેણે પોતાનો પરિચય આપતાં કહ્યું. " મિ૦ બ્લેઇક હું આખરે ઉઠાઉગીર બની ચોકટના એકકાની ટોળીમા ભળ્યો. "

" ઠીક પછી ? " સ્મિથે આતુરતાથી પુછ્યુ.

" પોતાનો કાળ આવેલો જોઇ ત્હેણે પોતાના પાપોનો સ્ફોટ કર્યો ગેંગના અખાડાનો પત્તો પણ આપ્યો. અખાડો "સોહો" ની પાસે છે અખાડામાં પ્રવેશ કરવા સારૂ સંજ્ઞાસુચક શબ્દ પણ ત્હેણે મ્હને કહ્યો અને હાથ પર ચોકટના એકકાનું નિશાન કેવા પ્રકારનું અને કેવી ...ડવું તે પણ કહ્યું. બોલ ! હવે આપણો રસ્તો કેટલો બધો

સુગમ થઇ ગયો ?" બ્લેઇકે હર્ષથી પૂછ્યું. રમેશે પ્રત્યુત્તરમાં ખડખડાટ હસી દીધું.

બ્લેઇકે આગળ વાત ચલાવતાં કહ્યું, "ઘેર આવતા મ્હને રસ્તામાં એક જર્મન ડિટેક્ટીવ મળ્યો. મ્હેં એને કાઉન્ટ મેક્સ વોન વિષે પૂછ્યું. ત્હેણે કહ્યું કે આ નામનો કોઇ પણ કાઉંટ સારા જર્મનીમા નથી. આ ઉપરથી મ્હેં નક્કી કર્યું કે આ અદ્ધર નામ હેન્રીનુજ હોવું જોઇએ. સર કોલિને, ગેરકને પેટીમાં પુરી, સમુદ્રમાં ગબડાવી, સમસ્ત જવાહીરના માલિક થવા ઉમેદ રાખેલી, પરંતું ગૈરક ન્હાસી છુટયો, આ કારણને લીધે બદમાશ ગૈરકે પોતાનું વેર લેવા, કોલિનનું ખુન કર્યું એમ મ્હારૂં અનુમાન છે. ઠીક. આજે મ્હારો વિચાર "ગૈરકના અખાડામાં જવાનો છે."

"ઓહ" "જવાનો વિચાર છે?"

"હા. આજે રાતેજ જવાનો વિચાર છે."

"અને હું શું કરૂ?"

થોડીવાર વિચાર કરી બ્લેઇકે કહ્યું, "તું ઘેર રહેજે."

"ત્યારે એ ટોળીમાં ત્હમે એકલાજ જશો?"

"હા, તું મ્હારા કહ્યા પ્રમાણે કર." બ્લેઇકે કહયુ.

"ઠીક."

"સાંભળ. તું મ્હારી પાછળ પાછળ આવજે. હું જયારે નિર્વિઘ્ને અખાડામાં પેંસી જાઉં પછી તું એક ગાડી કરી, "ઓક્સફર્ડ" સ્ટ્રીટની ગેટ પર જજે. જો મ્હારા પાછા આવવામાં વાર લાગે તો થોડા સિપાઇ લઇ અખાડાને ઘેરી લેજો. પણ સર્વથી પ્હેલા એક

મહા મુશીબત છે. કદાચિત જો તેઓ મ્હને ઓળખી લે તો, મ્હને સીધોજ યમપુરીનો માર્ગજ બતાવે."

"જો તેમ બને તો, સર્વ નાશ."

બ્લેઇક એકદમ વચ્ચે બોલ્યો, "ડરીયે તો કામ ન થાય. સૌ પરમાત્માના હાથમાં છે. જીવશું કે મરશું પણ લીધેલું કામ અધુરૂં નહિ છોડીશું. ચાલ, વખત ઓછો છે. મ્હને વેશ બદલવા દે." આમ કહી બ્લેઇક પોતાના ડ્રેસીંગ રૂમમાં ગયો.

ત્યાં ત્હેણે સૌથી પહેલા ખમીસની બાંહ્યો ઉંચી ચઢાવી કાંડાની નીચે લાલ રંગથી ચોકટના એકકાનું નિશાન બનાવ્યું છે. થોડીવાર સુકાવા દઇ, એના પર તેજાબ લગાડી. પુરાણા જેવો દેખાવ કરી નાખ્યો. પછી ત્હેણે કમ્મરના પાછલા ભાગમાં ધારદાર ચપ્પુ બાંધ્યો.

સ્મિથ, બ્લેઇકની સ્ફુરતી તથા આવા પ્રકારનું કાર્ય જોઇ દિંગમુઢજ થઇ ગયો, બ્લેઇકે પોતાનો વેશ સજી, સ્મિથના સ્હામું હસીને જોયું.

"કેમ ! હવે મ્હને કોઇ પણ ઓળખી શકે તેમ નથી ને ?"

"હા, કોઇપણ ઓળખી નહિ શકે,"

"પરતું, જો કોઇ બદમાશ મ્હને ઓળખી લે તો મ્હને જીવતોજ નહિ મુકે. તેઓ મ્હને એવી ચાલાકીથી દફનાવે કે મ્હારા શબના પણ દર્શન કોઇને ન થાય." ત્હેણે પોતાનો સંદેહ કહ્યો.

બ્લેઇકે પોતાના કબાટમાંથી, એક ન્હાનું ગીરમીટ તથા ત્રણ નવી ઢબની ન્હાની ફરસીયો કાઢી પોતાની પાસે પડેલી એક થેલીમાં સેરવી દીધી. ત્હેણે સ્મિથને કહ્યું, "સ્મિથ ! આ થેલી મ્હારી જમણી બા-

જીની બગલ આગળ એવી રીતે બાંધ કે, કોઇને ખબર ન પડે કે ત્યાં કંઇક છે."

સ્મિથે બાંધતાં બાંધતા કહ્યુ, "મ્હને તો આ બધૂં કરો છો ત્હેમાં ગમજ નથી પડતી."

"આ સર્વે આત્મ રક્ષણને સારુંજ થાય છે."

બ્લેઇક, હવે પોતાનો ડિટેકટીવ બ્લેઇક ન્હોતો પરંતુ રસ્તાપર રખડતો ઝવાલી હતો. ત્હેણે ખોટા દાઢી મુછ પણ લગાવી દીધાં હતાં

સર્વ કામ સમાપ્ત કરી, બ્લેઇકે, સ્મિથને પોતાની ઉત્તમમાં ઉત્તમ રીવોલ્વર આપવા કહ્યું.

સ્મિથે રીવોલ્વર આપતાં કહ્યું, "ત્હમારા વેશપરથી તો એમ લાગે છે કે, કોઇપણ ત્હમને ઓળખશે નહિ. તો પણ ત્હમે એકલા ન જાઓ."

"ચાલ! હવે એવી ગાંડી વાત છોડી દે. ઘણો વખત થયો છે. તું મ્હારી પાછળ પાછળ આવ" આટલુ કહી બ્લેઇકે દાદર ઉતરી સડકપર આવ્યો. પાછળ સ્મિથ પણ આવ્યો. બ્લેઇકે એક ગાડી કરી "સોહ સરકલ" તરફ દોડાવી. સ્મિથે પણ કહ્યા પ્રમાણે બીજી ગાડી કરી. એની પાછળ જવું શરૂં કરયુ. અડધા કલાકમાં બ્લેઇક ધારેલી જગાએ આવી પહોંચ્યો. ગાડીનું ભાડું ચુકવી, તે થોડે દૂર આવેલી એક ચાલી તરફ ગયો. બારણાપર જઇ ધીમેથી ત્રણ ટકોરા માર્યા તરતજ એક સ્વરૂપવાન રમણીએ આવી દ્વાર ખોલ્યું. બ્લેઇકે તરતજ સંજ્ઞા સુચક શબ્દનો ઉચ્ચાર કર્યો, ચોકટનો એકકો.

રમણીએ તરતજ જવાને રસ્તો આપ્યો. બ્લેઇક બે સેકન્ડમાંજ એક ચોરસ રુમમાં આવી પહોંચ્યો રૂમની વચ્ચે એક મ્હોટું ટેબલ પડ્યું હતું ટેબલપર દારૂના શીશાઓ, તથા ગ્લાસો પડયા હતા. પાસે પડેલી ખુરસીઓપર દશ; બાર માણસો બેઠા બેઠા, પશુવૃત્ત આનંદમાં ડુલ થઈ જઈ, બેઠેલા હતા. બ્લેઇકે પ્રવેશ કરતાંજ કહ્યું, "ગુડ નાઇટ, દોસ્તો." ઉપરોક્ત શબ્દો એ સર્વના મ્હોં બ્લેઇક તરફ વાળ્યા. બ્લેઇકે પાસે જઇ. એક ખાલી પડેલી ખુરસીપર સ્થાન લીધું. ત્હેણે જાણી બુઝીને પોતાના કોટની બાંહયો ઉંચી ચડાવી સર્વની નજર ત્હેના હાથપરના નિશાન તરફ ગઇ.

આ જોઇ સર્વે ત્હેની સાથે સેકહેન્ડ કરી સર્વમાંના એક યુવાન બદમાશે કહ્યું, "દોસ્ત! મ્હેં ત્હને કોઇક ઠેકાણે જોયો છે. પણ યાદ નથી આવતું.

બ્લેઇકે હસીને ઉત્તર આપ્યો, "ભાઇ! આજ કાલ હું એક એવા ફંદામાં ફસાઇ ગયો છું કે મ્હારે વેશ બદલીનેજ ફરવું પડે છે."

બ્લેઇકનો પ્રત્યુત્તર સાંભળી સર્વ શાંત થઇ બેઠા પેલો યુવાન પણ શાંત થઇ ગયો. થોડીવારે એક પ્રચંડ કાયી બદમાસે કહ્યું, "ભાઇઓ આજે આપણો હર્ષનો દિવસ છે. આપણો દોસ્ત અને આપણો નાયક હેન્રી ગૈરકે પોતાનું અપુર્વ બળ અજમાવી, "ડેવિલ" દ્વીપમાંથી છુટી, પાછી આપણી ટોળીની સરદારી લીધી છે.

સર્વ એકકી સાથે બોલી ઉઠયા "બેશક!!"

ફરીથી તે પ્રચંડ કાયી મનુષ્ય બોલ્યો, "આજ ઘણે વર્ષે સારા

યુરોપને ધ્રુજાવનાર નેપોલીયન જેવો વીર ગૈરક પાક્યો આવ્યો છે, માટે આજે ખુબ આનદ ઉડાવો."

સર્વ ડાકુઓ આનંદથી દારુના શીસાઓ ખાલી કરવા મડી પડયા, એક ડાકુએ પૂછયું, "જુલી! પણ હજુ સુધી ગૈરક અત્રે કેમ નગી આવ્યો."

જુલીએ પ્રત્યુત્તર આપ્યો, "હં! આજ તે પોતાના કાર્યમા રોકાયેલો છે, તે કઇ આપણી માફક અમોદ-પ્રમોદમાં પોતાનો વખત ગૂમાવે તેવો નથી તે આપણા કટ્ટા દુશ્મન સેક્સટન બ્લેઇકને જહાન્નમમાં પહોંચાડવાની તજવીજ કરે છે."

"બેશક! બેશક! એમજ થવું જોઇએ." સર્વ એકી સાથે બોલી ઉઠયા.

"હા એ બદમાસનું તો માથુંજ કાપી નાખવુ જોઇએ" બ્લેઇકે વચ્ચે ટાપસી પૂરી.

આ સાંભળી, જુલી બોલી ઉઠયો, "હા! વાત ખરી છે. બ્લેઇકને પ્હોંચી શકે એવો એકજ ગૈરકજ છે."

સભાપતિ જુલીએ થોડીવાર ચુપ રહી આગળ ચલાવ્યું. "આજે ગૈરક નહિ આવે કારણ કે સર કોલિને એને ઘણુ નુકશાન કર્યું છે, ત્હેનો બદલો લેવામાં તે ગુંથાએલો છે. આજે મોરનીંગ ન્યુસમાં સર કોલિનનું ખુન થયું છે, તે તમે બધાએ વાચ્યું છે કે નહિ? એ ગૈરકનીજ પ્રસાદી છે. સમજ્યા." સર્વ પોતાના મસ્તકો હલાવી, પોતાની સંમતિ દર્શાવી. બ્લેઇકનું અનુમાન સત્ય હતું, બ્લેઇકને થયું કે ગૈરક અહિંયા નથી. હવે ત્હેણે અહિંયાથી સટકવાની

તજવીજ કરવા માંડી. બ્લેઇક જાણતો હતો, કે જો કોઇ પણ, ત્હેની હિલચાલ પામી જશે, તો આફતનું વાદળજ ટુટી પડશે.

જુલીએ સર્વને પાછું સંબોધી કહ્યું, " જો ગૈરક પોતાના કાર્યમાં બરોબર ફતેહમંદ નિવડે તો, પછી આનંદની સીમાજ ન રહે. સર કોલ્લિનના આશ્રયમાં એક અતિ લાવણ્યમય સુંદરી છે, તે જો હસ્તગત થાય તો, ગૈરકનું વેર પૂર્ણ રીતે વસુલ થાય. "

ઉપરોકત શબ્દો સાંભળી બ્લેઇક ચોંકી ઉઠયો, ત્હેને થયું કે જો મીસ વેરટન આં પાપીઓના ફંદમાં ફસી પડી તો, પછી એના દુઃખનો અંતજ ન રહે. બ્લેઇકે ધ્યાન દઇ જુલીની બાકીની વાત સાંભળવી શરૂ કરી,

" દોસ્તો ! આ સુંદરી, કંઇ અસામાન્ય સુંદરી નથી. પરંતુ માલદાર છે. ગૈરકનો વિચાર ત્હેની સાથે લગ્ન કરવાનો છે. ગૈરક રમણીયોના મનને હરવામાં ઘણોજ બાહોશ છે, એટલે તે સુંદરી ઝટ હસ્તગત થઇ જશે. "

બ્લેઇકે, વિચાર્યું કે નક્કી મીસ વેરટનને ઉપાડી જવાની તૈયારી થઇ ગઇ હશે.

જુલીએ વિશેષમાં કહયું, "ગૈરકે તેણીને રાખવા સારૂ ખાસ "ચીક સુરેટનો અખાડો સાફ કરાવ્યો છે."

"જુલી ! જો ગૈરક આ રમણીને લાવશે, તો પોતાનું કામ ભૂલી જાઇ, ચોવિસે કલાક ત્હેનામાજ ડુલ થઇ જશે, માટે જો, ત્હેણીની સંપતિ લઇ છોડી દે તો શું વાંધો છે." એક નવજુવાન બદમાશે પોતાની સ્વાર્થ વૃત્તિ દર્શાવી.

ઉપરોક્ત વાતો સાંભળી બ્લેઇક ધ્રુજી ઉઠયો. અચાનક ત્હેની સ્હામે એક બદમાશે પિસ્તોલ તાંકી. આ વખતે જો બ્લેઇક અસાવધ હોત તો, ત્હેના રામજ રમી ગયા હોત. ત્હેણે તરતજ નેમ ચુકાવી દીધી. તે યુવાંન બદમાશ એકદમ ગર્જી ઉઠયો, "સર્વનાશ! આપણા અખાડામાં બ્લેઇક!!" એમ કહી ત્હેણે બ્લેઇકના બનાવટી દાઢી મુછ ખેંચી કાઢયા.

સર્વે એકદમ બોલી ઉઠયા, "ઉફ! "સેક્સ્ટન બ્લેઇક"?! સભાપતિ જુલીએ. કહ્યું· "પકડો, એ બદમાશને બાંધી, કત્લ કરી નાખો." બ્લેઇક સમજી ગયો કે હવે જીવવું મુશીબત છે. તે શાંતિથી ઉભો રહ્યો. ત્હેના બન્ને હાથો પાછળ લઇ જઇ, કસકસાવી બાંધી દીધા. જુલીએ મેરીયટ નામના પ્રચંડ કાયી બદમાશને બ્લેઇકની કતલ કરવા કહ્યું. મેરીયટે ચકચકાટ છરો હાથમાં લીધો. દીવાના પ્રકાશમાં છરો ચમકી ઉઠયો, ત્હેની સાથેજ બ્લેઇકનો આત્મા પણ કમકમી ઉઠયો. જેવો મેરિયટ મારવા જાય છે તેવોજ, જુલીએ અટકાવ્યો, અને કહ્યું. "એને પાછળ ઓરડીમાં પૂરી દો. કાલે સ્હવારે ગૈરક આવશે. એટલે એને સ્વધામ પહોંચાડી દઇશું."

સર્વને આ વાત પસંદ પડી. બ્લેઇકનો આત્મા કંઇક અંશે પ્રસન્ન થયો. ત્હેના નિરાશ થએલા હૃદયમાં આશાનો સંચાર થયો.

બ્લેઇકને ધક્કા મારી પાસે આવેલી અંધારી કોટડીમાં ધકેલી, બ્હારથી તાળુ મારી દીધું.

હવે, બ્લેઇક અંધારી કોટડીમાં એકલો પડ્યો. ત્હેણે ધીમેથી કમ્મરપર બાંધેલા ચપ્પુની ધારપર બાંધેલા હાથો ઘસવા માંડ્યા,

કલાક સુધી મ્હેનત કરી, આખરે ત્હેનું બંધન કપાઇ ગયું. આ કામમાં ત્હેની ટચલી આંગળીને ઇજા થઇ, પણ તેને નહિ ગણકારતા ત્હેણે પોતાના ખીસ્સામાંથી ઇલેક્ટ્રીક પોકેટ લેમ્પ કાઢી પ્રકાશ કર્યો પ્રકાશમાં ત્હેણે જોયું કે આજુબાજુ દિવાલને બદલે કામડાની દિવાલ છે.

બ્લેઇકે તરતજ પોતાની બગલ આગળથી થેલી કાઢી, તેમાંથી ન્હાની ફરસી કાઢી, કામડા કાપવા શરૂ કરી દીધા. બે કલાકની મ્હેનતે તે ન્હાનું બાકું પાડી શક્યો. ત્હેનું આખું શરીર પરસિનાથી પલલી ગયું હતું. થોડીવાર થાક ખાઇ તે પાછો પોતાને કામે લાગ્યો. કલાક સુધી મ્હેનત કરી, આખરે તે પોતાની મ્હેનતમાં ફાવ્યો બ્લેઇક તે બાકોરામાંથી નીકળી, ન્હાની ગટર વટાવી બ્હાર મેઇનરોડ પર આવી પહોંચ્યો. તે થોડીવારમાં "ઓકસફોર્ડ સ્ટ્રીટની ગેટ પર આવી પહોંચ્યો, ત્યાં આગળ સ્મિથ ત્હેને સારૂ મોટર લઇ ઉભોજ રહ્યો હતો. બ્લેઇકને જોતાજ સ્મિથે આતુરતાથી પૂછ્યું, "કેમ શું ખબર?"

"ચાલ! વાત કરવાને વખત નથી. આપણે આજેને આજે ગૈરકને પકડીશું."

"કેટલા વાગ્યા છે?"

"હજુ તો સાડા દસ થયા છે." બ્લેઇકે ગેટની ઘડિયાલમાં જોઇ પ્રત્યુત્તર આપ્યો. મોટરમાં બેસી બન્ને ઘેર આવ્યા. અડધા કલાકમાં બ્લેઇકે સ્મિથને એક વિચિત્ર વેશ સજાવી દીધો. ત્હેના કાંડા નીચે ચોકટના એકકાનું નિશાન પણ કરી, પોતાની માફક તેજાબ લગાડી પૂરાણું જેવું બનાવી દીધું.

બ્લેઈકે પોતાના ખિસ્સામાં એક ભરેલી રિવોલ્વર તથા બે જોડ હાથ કડીઓ નાખી લીધી. સ્મિથે પણ બ્લેઇકનુંજ અનુકરણ કર્યું.

ઘડીઆલમાં અગીયારના ટકોરા થયા, અને બ્લેઇક તથા સ્મિથ પોતાના કાર્ય સારૂં "રીચમંડ" તરફ વળ્યા. "રીચમંડ" આગળ સર કોલિનના બંગલે જઇ જોયું તો સર્વ નોકર ચાકર, ગભરાટમાં આમથી તેમ દોડાદોડ કરતા માલમ પડયા. ખબર કાઢતાં માલમ પડયું કે મીસ વેસ્ટનનો આજ સમી સાંજથી પત્તો નથી.

# પ્રકરણ ૯ મું.

## સેતાન સપડાયો.

મિસ વેસ્ટન પોતાના મકાનમાં વ્યાકુળ મને ગેલેરીમાં આંટા મારી રહી હતી. જોકે બ્લેઇકના તરફથી ત્હેને આશ્વાસન મળ્યું હતું, પણ પોતાના પ્રિયતમ એલનડીન સારૂ ત્હેનો આત્મા જર્જરીત થઇ જતો હતો. એલનડીન નિર્દોષ છે. એમાં મેરિયનને રજ માત્રની પણ શંકા ન્હોતી. ઘણા કમભાગ્ય નિર્દોષ મનુષ્યો ભાગ્યને આધિન થઇ જેલમાં સબડવા કરે છે, તેમ કદાચીત એલનડીન પણ અપરાધિ ઠરે. એ સવાલે કોમળ હૃદયા વેસ્ટનને આકુળવ્યાકૂળ બનાવી દીધી હતી.

આ સમયે બ્રેડ્રમ પોતાના સોલીસીટરની મુલાકાતે ગયો હતો. સર કોલિનનો મૃત્યુદેહ, એના રીડીંગ રૂમમાં પડયો હતો. મીસ વેસ્ટન પોતાની ગેલેરી આપણે જોઇ તેમાં વ્યાકૂળતાથી આંટા મારી રહી હતી. અચાનક વેઇટરે આવી કોઇ અપરિચીત વ્યકતીનું વિઝીટીંગ કાર્ડ આપ્યું, કાર્ડપર "મિસ્ટર એ. ડાસન" એટલાજ શબ્દો હતા. કાર્ડની નીચેના ભાગમાં પેન્સીલથી લખ્યું હતું કે, "બ્લેઇકના હુકમથી તમોને મળવા માંગું છું."

બ્લેઇકનું નામ વાંચી, વેસ્ટન તરતજ સમજી ગઇ કે, બ્લેઇકે કહ્યા પ્રમાણે સોલીસીટરને મોકલ્યો હશે. તરતજ મિસ્ટર ડાસનને અંદર લાવવા કહ્યું.

ડાસન પ્રૌઢ લાગતો હતો. માથાના બાળ કોઇક સફેદ થઈ ગયા હતા. શરીરપર એ કલરનો સુટ પહેર્યો હતો, દેખાવ પરથી તે ગંભિર અને ઠરેલો લાગતો હતો.

ત્હેણે અંદર આવતાંજ પૂછ્યૂં, "આપજ મિસ મેરિયન વેસ્ટન કે?"

"હા જી- મિ૦ બ્લેઇકે આપનેજ મોકલ્યા હશે?" વેસ્ટને સહુ-તાથી પૂછ્યું.

"હા. આપ મ્હારી વાતો શાંત ચિત્તે સાંભળો." ત્હેણે ગંભિર-તાથી કહયું.

"ઠીક, હું શાંતિથી સાંભળીશ. કહો શું ખબર લાવ્યા છો."

"ખબર સારી છે. મિ૦ બ્લેઇકે, મિસ્ટર એલનડીનને નિર્દોષ ઠેરવવા ઘણા પ્રમાણો મેળવ્યાં છે. એમને જરા"પણ ખાત્રી નહોતી કે આટલા બધા પ્રમાણો સ્હેલાઇથી મળશે.

વિશેષમાં મિસ્ટર બ્લેઇક ત્હમને મળવા માંગે છે. આજે તેઓ સ્હવારના પાસે આવેલા પરગણામાં ગયા છે. કદાચિત અત્યારે આવશે. માટે ત્હમે અત્યારે એમના ઘેર આવશો, હું એમનો સોલીસીટર છું. સર્વ વાતે હુંજ કાયદાની સલાહ આપું છું, માટે જરાપણ શંકા લાવ્યા વગર મ્હારી સાથે ચાલશો." મિસ્ટર ડાસને પોતાના આગમનનું કારણ દર્શાવ્યું.

"જો મિસ્ટર બ્લેઇક મ્હને હમણાંજ મળવા માગતા હોય તો, હું અત્યારે, આ ઘડીએ આવવા તૈયાર છું."

"હા, અત્યારે મળવું ઘણું જરૂરનું છે. કદાચિત આશા છે કે ત્હમારી સાથે વાત કરી, ઘટતા પગલા લઇ મિસ્ટર એલનડીનને કાલે છોડવીશું. માટે હવે વખત ગુમાવવો નકામો છે."

મિસ્ટર ડાસનના ઉપરોક્ત આશાજનક શબ્દો સાંભળી વેસ્ટનના,

હર્ષનો પારજ ન રહયો. તરતજ ત્હેણે ડ્રેસીંગ રૂમમાં જઇ કપડા પહેરી દીધા, અને ટેબલપર બેટ્રમને ચીઠ્ઠી લખી, "હું મિસ્ટર બ્લેઇકને મળવા જાઉં છું. મોડું થાય તો ફીકર નહિ કરતાં." કવર મેજપર મુકી, ત્હેણે એકદમ મિસ્ટર ડાસનની મોટરમાં ત્હેની સાથે સ્થાન લીધું, રસ્તાપર લાઇટનો પ્રકાશ હતો. ભવ્ય લંડનમાં રાત્રે પણ દિવસ જેવું લાગતું હતું. મિસ્ટર ડાસન જાતેજ મોટર હાંકતા હતા.

થોડી મિનીટમાં મોટર એક નિર્જન સ્થાનમાં જઇ ઉભી રહી. ત્યાં આગળ અંધકાર સિવાય બીજું કાંઇજ ન્હોતું. આ જોઇ વેસ્ટન ડાસનને પુછ્યું, "મોટર કેમ અટકી ગઈ"

"કોણ જાણે. ત્હમે બેસો હું મશીન તપાસું." આટલું કહી તે મોટરમાંથી નીચે ઉતર્યો. તરતજ પાછળ જઇ ત્હેણે મોટરના "વેનટે-લેશન" માંથી હાથ નાંખી, મીસ વેસ્ટનનું મ્હોં દાબી દીધું, વેસ્ટને બુમ પાડવા ઘણા તરફડીયા માર્યા પણ, પાડી ન શકી. તરતજ પિશાચ ડાસને ત્હેના મ્હોંમાં ડુચો મારી, ત્હેના હાથ બાંધી, મોટર દોડાવી મુકી.

મોટર ઘણી સ્ટ્રીટો, તથા રોડ પસાર કરી, રાત્રે અગીયાર વાગે, "ચીલચુરેટ" આગળ એક નિર્જન ઘરના દ્વાર આગળ જઇ ઉભી રહી. દુરાચારી ડાસને મોટરને તબેલામાં મુકી અચેતન વેસ્ટનને પોતાની ગોદમાં ઉપાડી, ઉપરોકત દર્શાવેલા નિર્જન ઘરમાં પ્રવેશ કર્યો, અંદર જઇ વેસ્ટનના બેશુદ્ધ દેહને, એક સુંદર શય્યા પર મુકયો. જ્યારે વેસ્ટનને ભાન આવ્યું ત્યારે તેણીને માલમ પડયું કે પોતે એક સુસ-જ્જીત ઓરડામાં બીછાના પર પડી છે.

**લેમ્પના** પ્રકાશથી આખો ઓરડો ઝમઝમાટ થઇ રહ્યો હતો. મેરિયનની શય્યા પાસે એક ખુરશીમાં અપરિચી મનુષ્ય બેઠો હતો, મેરિયનને કંઇ થયું કે આ માણસને કોઇ પણ જગ્યાએ જોવામાં આવેલો છે. થોડી વાર સુધી બન્નેમાંથી, કોઇએ પણ શબ્દનો ઉચ્ચાર સુદ્ધાં ન કર્યો, સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ હતી, ફક્ત ઘડિયાળ ટીકટીક અવાજ કરી રહ્યું હતું. મેરિયનનું મુખ પીળું પડી ગયું, અને ધીમે ધીમે ત્હેનો આત્મા ગભરાવા લાગ્યો, અચાનક ત્હેને યાદ આવ્યું કે પાસે બેઠેલો મનુષ્ય બદમાશ ગૈરકના ચ્હેરાને મળતો આવે છે, આ જાણી ત્હેણીના ગભરાટનો પારજ ન રહ્યો, આખરે ગભરાટમાં એકદમ બોલી ઉઠી, " કોણ? બદમાશ ગૈરક ! ! " આટલું બોલતાંજ વેસ્ટન પાછી બેહોશ થઇ ગઇ.

**વાંચકો !** બદમાશ ગૈરક, વેશ પરિવર્તન કરી, મિ૦ ડાસનનું ખોટું નામ બતાવી મીસ વેસ્ટનને ઉઠાવી લાવ્યો છે. મેરિયનને પોતાના નામનો ઉચ્ચાર કરતી જોઇ, પિશાચ ખડખડાટ હસી પડ્યો, અને કહેવા લાગ્યો, " ઓહો ! મીસ વેસ્ટન, ત્હમે મ્હને એકદમ ઓળખી લીધો. "

**વેસ્ટન** એકદમ દિવાનીની માફક બેઠી થઈ, ઉંચા સ્વરે કહેવા લાગી.

"**બદમાશ**, હું ત્હારા હાથમાં કેવી રીતે ફસાઇ ? મિસ્ટર ડાસન ક્યાં ગયા ? બોલ ? "

**ગૈરકે** હસતા હસતા કહ્યું, " સુંદરી ! ત્હમે મ્હને હજુ બરોબર ઓળખ્યો નથી, હુંજ મિસ્ટર ડાસનના નામે ત્હમારે ત્યાં વેશ બદલી આવ્યો હતો, મ્હારી દગલબાજી સારૂં હું ત્હમારી ક્ષમા ચાહુ છું, હું કોઇપણ પ્રકારે ત્હમારૂં અનિષ્ટ કરવા નથી ઇચ્છતો; ફક્ત મ્હારે

ત્હમને એ વાત પૂછવી છે, અને ત્હેનો જવાબ આપી મ્હને આભારી કરશો. "

" ઠીક ! શું છે ? એકદમ બોલો ? " વેસ્ટને ઉત્તેજીત થઇ પૂછ્યું

ગેરેકે કહ્યું, "મિસ વેસ્ટન ! ત્હમે આટલા બધા શા માટે અકળાઓ છો ? હું ત્હમને સર્વ કહેવા રાજી છું, ત્હમે સારી રીતે જાણો છો કે સર કોલિનનું ખુન થયું છે, અને ત્હેના ખુની તરીકે પકડાનાર ત્હમારો પ્રેમી છે. વળી ત્હમે સારી રીતે જાણો છો કે ચાલાક જાસુસ બ્લેઇકે ત્હેને નિર્દોષ ઠરાવવા ચેલેંજ કરી છે; માટેજ હું ત્હમને સત્ય કહું છું કે એલનડીન તદ્દન નિરપરાધિ છે. સર કોલિનનું ખુન મ્હેંજ કર્યું છે, જો ત્હમે કહો તો એ બાબતનો એકરાર પત્ર પણ લખી આપવા કબુલ છું, પરંતુ એકજ શર્તે......"

ટીરીરીરીરીંગ...ટીરીરીરીરીંગ કરતી ટેલીફોનની ઘંટડી વાગી, અને ગૈરક આગળ બોલતો અટક્યો, તે તરત ઉઠી જોડેના રૂમમાં ટેલીફોન સાંભળવા ગયો, વેસ્ટન દીવાનીની માફક બેસી રહી.

ગૈરકે આવી ટેલિફોનનું રીસીવર લીધું, અને પૂછ્યું, "કોણ છે?"

" ચોકટનો એકકો નંબર ૨૭ " જવાબ મળ્યો.

" શું ખબર ? "

" ખુશ ખબર આપણા " સોહો " ના અખાડામાં સેકસ્ટન બ્લેઇક જાસુસી કરવા આવ્યો હતો, અમે ત્હેને પકડયો છે. હમણાં એને આપની તરફ નં૦ ૨૮ સાથે મોકલી આપીએ છીએ. "

ગૈરકે હસતા હસતા કહ્યુ, " ઠીક, " ટેલિફોનની વાત સમાપ્ત કરી, ગૈરક, વેસ્ટન પાસે આવ્યો ને કહેવા લાગ્યો, " વેસ્ટન ! જુઓ

મ્હારી ટોળીએ સેક્સ્ટન બ્લેઇકને પકડ્યો, હવે એલનડીનને કોણ નિર્દોષ ઠેરવશે ? હમણા મ્હારો કટ્ટો દુશ્મન જંજીરોથી જકડાઇ અહિં આવશે. ”

આ સાંભળી વેસ્ટને દીર્ઘ નિશ્વાસ મુક્યો.

“ જુઓ ! મિસ વેસ્ટન ! હવે એલનડીનનો છુટકારો અસંભવિત છે: બોલો ત્હમે એને બચાવવા માંગો છો ? ”

“હા ! હા ! ” વેસ્ટને ઉત્તેજીત થઇ કહ્યું.

“ ઠીક ! ત્યારે હમણાંજ હું એક ઉપાય કરૂં છું. ”

“ કેવો ઉપાય ? શું એમાં મ્હારી સ્હાયતાની જરૂર છે ? ”

“હા ! ત્હમારા વગર કંઇ ચાલે. ” ગેરકે મ્હોં મલકાવતાં કહ્યું. “ બોલો ત્હમે મ્હારી સાથે લગ્ન કરવા રાજી છો ? જો ત્હમે મ્હારી ઇચ્છાને આધિન થશો, તોજ એલનડીન બચશે. નહિંતર......”

આ સમયે બહાર મોટરનો અવાજ સંભળાયો, ગેરક એકદમ ઉઠી બ્હાર ગયો, બે ક્ષણમાં ગેરક પાછો આવ્યો, ત્હેની પાછળ સેક્સ્ટન બ્લેઇક તથા એક અપરિચીત માણસ હતાં, અંદર આવતાજ ગેરકે પેલા અપરિચીત માણસને પૂછ્યું, “ નંબર ”

“ચોકટનો એકકો નંબર-૨૮.” પ્રત્યુત્તર મળ્યો.

“ઠીક, કેદીને ખુરસી પર બેસાડ,”

બ્લેઇક પાસે પડેલી ખુરસી પર બેઠો. ત્હેના બન્ને હાથોમાં હાથકડીઓ હતી. ત્હેનું મ્હોં તદ્દન નિસ્તેજ થઇ ગયું હતું. આંખો લાલ થઇ ગઇ હતી. નેત્રોમાં નીરાશાની સ્પષ્ટ ચિન્હો દેખાતાં હતાં.

બ્લેઇકનો ઉપરોક્ત દેખાવ જોઇ, વેસ્ટનને થયું કે, બ્લેઇકે જીવનની આશા છોડી દીધી છે.

બ્લેઇકે હતાશ ભાવે કહ્યું, "હા! મ્હને ઘણી તરસ લાગી છે."

**મેરિયને** ટેબલપર પડેલા ગ્લાસમાં પાણી આપ્યું. વેસ્ટનને જોતાં બ્લેઇકે દીર્ઘ નિશ્વાસ મુકયો, બ્લેઇકે પાણી પી ગ્લાસ પાછું આપ્યું, આપતાં ત્હેના મુખમાથી પાછો નિશ્વાસ નીકળી પડયો. ગૈરકે સર્વ નિહાળયું હતું તે હસતાં હસતાં બોલ્યો," કેમ ચમકો છો. મ્હારી કરામતથી શું અજાણ છો? વેસ્ટનને હું પકડી લાવ્યો, અને વળી તું પણ પકડાયો. હવે. આખરે મ્હારી જીત થઇ છે. હવે તું કોઇ પણ પ્રકારે જીવતો જવાનો નથી."

બ્લેઇક ગર્જી ઉઠયો, "શયતાન! કોલિનનું ખુન કરી આટલી ત્રણપાંચ શું કામ કરે છે?"

"જરા મ્હોં સભાલીને બોલ! આ કાંઇ પોલિસ ચોકી નથી, પણ મ્હારું સ્થાન છે. લે સાંભળ! ત્હારા ચક્ષુ ઉઘાડ.

મ્હેં સર કોલિનનું ખુન કરી મ્હારા વેરની વસુલાત કરી છે. ત્હેની શઠત્તાનો બદલો મ્હેં આપ્યો છે. અને આજે મ્હારા કટ્ટા દુશ્મનને યમપુરીમાં પ્હોંચાડી, મ્હારા વેરની વસુલાત કરીશ."

વેસ્ટન એકદમ રડી પડી, "શું?! ગૈરક! બ્લેઇકને તું મારી નાખશે?"

"મિસ મેરિયન! જો તું મ્હારી પત્ની બને, તો ત્હારા પ્રણયી ત્યા બ્લેઇને બચાવું." ગૈરકે પોતાનો પાંપી વિચાર કહ્યો.

"તદ્દન લબાડ! ગૈરક! એમ બનવું આકાશ કુસુમ વત્ છે." બ્લેઇકના ગુસ્સાનો પાર ન રહ્યો.

"જાલિમ દુશ્મન ! ત્હેં મ્હને હજુ ઓળખ્યો નથી. જો મેરિયન મ્હારી ઇચ્છાને આધિન થાય, તો હું ખુની છું, એમ હું મ્હારો એકરાર પત્ર લખી આપવા તૈયાર છું.

"નહિ ! હું એમ માનીજ શકતો નથી, કે ત્હારા જેવો ઉઠાઉગીર એકરાર કરે !" બ્લેઇકે પોતાનો મત દર્શાવ્યો.

બ્લેઇકનું કહેવું સાંભળી, ગૈરક એકદમ ફાઉન્ટન પેન લઇ લખવા બેસી ગયો.

ગૈરકને લખવામાં મશગુલ થઇ ગએલો જોઇ, બ્લેઇકે આંખના ઇશારાથી, વેસ્ટનને શાંત થવા કહ્યું, ચાલક બાળા, સમજી ગઇ.

લખવાનું સમાપ્ત કરી, ગૈરકે કહ્યું, "લે ! સાંભળ.

"હું હેન્રી ગૈરક, ઉર્ફે ચોકટનો એકકો રાજીખુશીથી જણાવું છું કે ગઇ તા૦ ૨૪ મી૦ સપ્ટેંબરે લંડનના ઉમરાવ સર કોલિન કોરનિયસનું જાણીબુજીને ખુન કર્યું છે. ખુની હુંજ છું, અને મ્હારા બદલે પકડાયેલા મિસ્ટર એલનડીન તદન નિર્દોષ છે,"

"હેન્રી ગૈરક." ઉર્ફે

"ચોકટનો એકકો."

કેમ ! હવે તો ખાત્રી થઇ. ચાલ ! તું આની નીચે સાક્ષી તરીકે સહી કર !"

ગૈરક કાગળ લઇ એની પાસે ગયો: અચાનક બ્લેઇકની હાથકડીઓ, નીચે પડી ગઇ. સમય સુચકતા વાપરી, બ્લેઇકે ગૈરકને એક ફેંટ મારી. ગૈરક ભોંય ભેગો થઇ ગયો.

હેન્રી એ તરતજ ઉભા થઇ પોતાના ખીસ્સામાં રિવોલ્વર લેવા હાથ નાખ્યો. તરતજ, નંબર ૨૮ એ ગર્જના કરી કહ્યું.

"સબુર !" ત્હેણે રિવોલ્વર ગૈરક સ્હામે તાકતાંજ કહ્યું.

"જો કંઇ પણ હિલચાલ કરી તો ખોપરી તોડી નાખીશ."

ગૈરકના બન્ને હાથોમાં હાથકડીઓ નાંખી દીધી.

વાંચકો ! બ્લેઇકની સાથે નંબર ૨૮ તે બીજો કોઇ નહિ પણ ત્હેનો ચાલાક મદદગાર સ્મિથ હતો.

જ્યારે બ્લેઇકને "સોહ" ના અખાડામાં કેદ કર્યો ત્યારે, બ્લેઇકે બારણામાંથી ડાકુઓની વાતચીત સાંભળી લીધી હતી. વાત પરથી માલમ પડ્યું કે, તેઓ બ્લેઇકને "ચીલચુરેટ" મોકલવાના છે. વખત સાધી બ્લેઇક ત્યાંથી સટકી ગયો. ઘેર આવી આપણે ગત પ્રકરણમા જોયું તેમ પોતાના મદદગાર સ્મિથને વેશ સજાવી બ્હાર નીકળ્યો. પોલિસ ગેટ પર આવી. "ચિલચૂરેટ" ના અખાડાના ટેલિફોનનો નંબર શોધી, બ્લેઇકે, ગૈરકને ખોટો ટેલિફોન કર્યો કે "નંબર ૨૮ બ્લેઇકને લઇ આવે છે." બ્લેઇક સ્મિથને નંબર ૨૮ તરીકે ઠરાવી પોતે ગૈરકની સ્હામે હાથ કડીઓમાં જકડાઇ ગયો; પછી શું બન્યું તે તો સર્વ ત્હમે સારી રીતે જાણો છો.

"સ્મિથ ! હાથકડીઓ બરાબર ચાવીથી બધ્ધ કરી દે." બ્લેઇકે કહ્યું

"હા ! બરાબર બંધ છે."

થોડીવારમાં બદમાશ ગૈરકને પકડી બ્હાર મોટરમાં બેસાડી પોલીસ ગેટ તરફ મોટર દોડાવી મુકી.

દશ મીનીટમાં, કંઇકસ્ટ્રીટો પસાર કરી, પોર્ટ "ઑક્સફર્ડ સ્ટ્રીટ" ની ગેટ આગળ આવી અટકી,

બ્લેઇક- સ્મિથ અને ગૈરકે ઉતર્યા. બ્લેઇકે ગેટના ફોજદારને કહ્યું "આ કેદીને ત્હમારા ચાર્જમાં રાખો. મહાધુર્ત છે. માટે સાવધાન રહેજો,"

થોડીવારમાં પોલીસોએ આવી ગૈરકને ભારી બેડીઓથી લાદી લીધો. આશા અને નિરાશાની વચ્ચે ડોલા ખાતો ચોકટનો એકકો અંધારી કોટડીમાં પુરાયો. બ્લેઇક, સ્મિથ તથા મિસ વેસ્ટન, મોડી રાત્રે પોતાને ઘેર પહોચી ગયા.

# પ્રકરણ ૧૦ મું.

## સોનેરી જાળ.

સવાર પડી. સૂર્યના કિરણો દેખાયાં. ગાડીના ખખડાટે બ્લેઇક અને સ્મિથની ઉંઘ ઉરાડી. રાતના થાકને ઉતારવા બંન્ને જણાએ હોટલમાંથી કોફી મંગાવી, પીવા માંડી. અચાનક "ટીરીંરીંરીંગ—ટીરીં-રીંરીંગ." નો અવાજ થયો. બ્લેઇક કોફીનું કપ મુકી, ટેલીફોન સાંભળવા જોડેના રૂમમાં ગયો. દશ મિનિટ બાદ તે બહાર આવ્યો. ત્હેની મુખમુદ્રા નિસ્તેજ બની ગઈ હતી. "બદમાશે આંખમાં ધુળ નાંખી!" તે ક્રોધથી પટપટયો.

"કેમ શું છે?" સ્મિથે ઇંતેજારીથી પુછ્યું.

"ગેરક ન્હાસી ગયો." બ્લેઇકે હતાશ થઇ કહયું.

"કેવી રીતે?"

"ઇન્સ્પેક્ટર જોનસન કહે છે કે જેવા આપણે ગેરકને ગેટમાં પુરી ઘેર આવ્યા, બાદ જમાદાર એડવર્ડે જાને પહેરો ભરવા માંડયો હતો. સવારના ચાર વાગ્યા ત્યારે ઇન્સપેકટર જોનસન પોતાની ડયુટી પર આવ્યા, ત્યારે જમાદારને બેહોશ પડેલો જોયો, અને ગેરક ગુમ થએલો માલમ પડયો." બ્લેઇકે ટેલીફોનમાં સાભળેલી વાત કહી.

"હા! હવે શું કરશું?"

"શું કરશું? બદમાશને પાછો પકડીશું, ને સદાને સારૂં જેલમાં સબડતો કરીશું. જયાં સુધી એ પકડાશે નહિ ત્યાં સુધી મ્હારાથી ઉંઘાશે નહિ. ચાલ! જલદી મોટરકાર તૈયાર કર."

"હું ત્હમારી સાથે આવું ?"

"ના, તું થાકી ગયો હશે. આરામ લે."

"હું થાકી નથી ગયો."

"ઠીક, ચાલો ત્યારે." બ્લેઇકે ધીમેથી કહયું.

થોડીવારમાં સ્મિથે મોટરને તબેલામાંથી કાઢી તૈયાર કરી દીધી. બ્લેઇક મોટરમાં સ્થાન લેવા પગથીયાં ઉતર્યા. મોટરમાં બેસવા જતા સ્મિથે પુછયું, કેમ કયાં જવુ છે?"

"મ્હારા અનુમાન પ્રમાણે ગૈરક પોતાનો એકરાર પત્ર લેવા મીસ વેસ્ટન પાસે ગયો હશે. માટે સર કોલિનને ઘેર લે." બ્લેઇકે મોટરમાં સ્થાન લેતાં કહયુ.

"શું ગૈરક એવો મુર્ખ છે કે છુટતાંની સાથેજ પાછો પકડાવા જાય ?" સ્મિથે પોતાનો વાંધો દર્શાવ્યો.

હું ત્હેના સ્વભાવને સારી રીતે જાણું છું, તે મિસ વેસ્ટનની પાસે કોઇ બનાવટી ડ્રેસે જશે. અને ત્હેને ગમેતેમ સમજાવી, પોતાનું કામ પાર પાડી, લંડનમાથી અગીઆરા ગણી જશે."

"તો હમણાં ને હમણાં મિસ વેસ્ટનને ટેલીફોનથી ચેતાવો." સ્મિથે પોતાનો વિચાર દર્શાવ્યો.

"હા ! એ ઠીક છે" બ્લેઇકને આ વાત ગમી. બ્લેઇક મોટરમાથી ઉતરી, માળ ઉપર ગયો. ટેલીફોન જોડાવી પૂછયું, "મિસ વેસ્ટન છે."

"હા. ત્હમે કોણ છો ?" જવાબ આપી, સવાલ પુછાયો.

"હું શેકસ્ટન બ્લેઇક" બ્લેઇકે જવાબ આપ્યો,

"ઠીક." એમ કહી જવાબ દેનાર આદમી ખસી ગયો. થોડીવારમાં મિસ વેસ્ટને વાત શરૂ કરી ત્હેણે પુછ્યું એલ્લો! મિસ્ટર બ્લેઇક! શું કામ છે."

મિસ વેસ્ટન! ગૈરક જેલમાંથી ન્હાસી ગયો છે. કદાચિત બદમાશ વેશ બદલી ત્હમારી તરફ આવશે. માટે સાવચેત રહેજો. જો કોઇ પણ માણસ મ્હારુ નામ દઇ. ગૈરકનો એ કરાર પત્ર માંગવા આવે તો આપતા નહિ, અને તે આસામીને કોઇ પણ પ્રકારે ત્હમારી પાસે બેસાડી રાખજો. ન્હાસવા ન દેતા."

"ઠીક. હું ત્હમારા કહેવા પ્રમાણે કરીશ."

હું મોટરમાં ત્હમારી તરફ આવુ છું કલાકમાં આવીશ."

વાતચીત બંધ થઇ. બ્લેઇક બારણુ બંધ કરી, નીચે આવ્યો, ત્હેણે માર્ગ પ્રતીક્ષા કરતા સ્મિથને કહ્યું, "સ્મિથ! આજે ત્હારે સ્ત્રી નો વેશ સજવો પડશે.."

"એમા શું થઇ ગયું. સ્ત્રી બની શું—કોનો વેશ કરશું.?"

"મિસ વેસ્ટનનો,'

આટલી વાતચીત કરી, બંને જણા મોટરને બગીચામાંજ રહેવા દઇ પાછા ડ્રેસીંગ રૂમમાં ગયા. અંદર જઇ સ્મિથના માથે બનાવટી લટો બાંધી' વેસ્ટનની માફક વાળ ઓળ્યા. બાકીની જોઇતી વસ્તુઓ એક હેન્ડ બેગમાં મુકી, નીચે આવી, વેસ્ટનના મકાન તરફ મોટર દોડાવી મુકી.

થોડી વારમા રિચમંડમાં આવેલા સર કોલિનનાં મકાનમાં મોટર આવીને ઉભી રહી, મિસ વેસ્ટન ઓટલા પરજ ઉભી હતી, ઉતરતાની સાથેજ, બ્લેઇક પુછયું, "કેમ કોઇ આવ્યું છે?"

"ના! હજુ સુધી કોઇ આવ્યું નથી. મ્હને તો લાગે છે કે આજે ગૈરક નહિ આવે." વેસ્ટને પોતાનો મનોભાવ દર્શાવ્યો.

બધા માળપર ગયા. બ્લેઇકે વેસ્ટનને કહ્યું.

"પહેલાં ત્હમે ત્હમારો કોઇ સારો પોશાક આપશો? મ્હારો વિચાર સ્મિથને ત્હમારો વેશ સજાવી. બદમાશને ભુલાવામાં નાખી પકડી લેવો. બોલો આ વિચાર ઠીક છે ને?"

"હા! ઘણોજ ઉત્તમ ચાલો ઉપર ડ્રેસીંગ રુમમાં ત્હમને જે પસંદ આવે તે ડ્રેસ લેજો."

ડ્રેસીંગ રૂમમાં જઈ, બ્લેઇકે એક સારો ડ્રેસ લઇ, સ્મિથને પહેરાવ્યો. સ્મિથ તથા બ્લેઇક બ્હાર ડ્રોઇંગ રૂમમાં આવી બેઠા; એટલામાં બેટ્રમે આવી કહ્યું, "આપણા કમપાઉન્ડમાં કોઇની મોટરકાર આવી."

મિસ્ટર બેટ્રમ, ગૈરક આવ્યો. જરા મ્હેરબાની કરી, આ રૂમની બધી લાઇટ હોલવી નાખો. ફક્ત આ ઝાંખી લાઇટ બળવા દો. અને મ્હેં ત્હમને અગાઉ જણાવ્યું હતું તેમ ત્હમારા બોયને, "[1] મેઇન સ્વીચ" આગળ બરોબર સમજાવી બેસાડજો."

બધું ચોક્કસ છે."

મિસ વેસ્ટનના પોશાકમાં સ્મિથ આબેહુબ વેસ્ટનના જેવોજ લાગતો હતો. સ્મિથે પોતાના અંદરના ભાગમાં સાવધાનીથી ભરેલી રીવોલ્વર મુકી દીધી હતી. બ્લેઇકે સ્મિથને કહ્યું, "હવે તું એવા ભાવથી બેસ કે તું જાણે થાકથી થાકી ગયો છે; બ્હાર જવાનું મન નથી થતું, પણ તું જવાને તૈયાર થયો છે. સમજણ પડી."

---

૧ ઇલેકટ્રીક લાઇટ બુઝાવવાનું બટન.

"મ્હને તે બધું નહિ શિખવવું પડે."

તરતજ બ્હારનો "કોલબેલ" વાગ્યો. બોયે બારણા ખોલ્યાં. બારણામાં પોલિસના ઇન્સપેકટર જેવા ડ્રેસમાં સજ્જીત થયેલો માણસ દેખાયો, ત્હેણે સત્તાધારી અવાજે બોયને કહ્યુ, "હુ મિસ વેસ્ટનને મળવા માંગું છું."

મિસ વેસ્ટન થાકને લીધે સુઇ રહ્યાં છે." બોયે ભણાવી રાખેલા પાર્ટ પ્રમાણે જવાબ દીધો.

"હું શું કરૂં. ઉઠાડો સરકારી કામ છે." આગતુકે દમથી કહ્યું.

"ઠીક, હું એમને ઉઠાડું છું. આવો અંદર." એમ કહી બોય અંદર ગયો, ત્હેની પાછળજ આગતુકે ડ્રોઇંગ રૂમમા પ્રવેશ કર્યો. ડ્રોઇંગ રૂમમાં સર્વત્ર અંધકાર હતો ફકત એક ઝાખી લાઇટ બળી રહી હતી. આંગતુકે પાસે પડેલી એક ખુરસીમા સ્થાન લીધુ

નીચે બગીચામા આંગતુકના મોટર ડ્રાઇવરે ધીમેથી પોતાના ખીસ્સામાથી સીગાર કાઢી ચેતાવી અચાનક પાછળથી બ્લેઇકે આવી ત્હેની સ્હામે રિવોલ્વર તાકના કહ્યું, "એક પણ બુમ પાડીશ તો જીવતો મારીશ ચાલ મ્હારી પાસે આવ" ડ્રાઇવરે જોયું કે ગરબડ કરવામાં મઝા નથી, તે તરતજ તાબે થયો, એટલામાં પાસે સંતાયલા એટમે આવી ત્હેના હાથમા હાથકડીયો પહેરાવી દીધી મકાનનાં પાછલા બારણે ડ્રાઇવરને ઘરમાં લાવી એક ઓરડીમાં પુરી દીધો."

આટલું કર્યા પછી, બ્લેઇકે, એટ્રમને કહ્યું, "હવે ત્હમે. હું એક ચીઠ્ઠી આપું તે લઇ, ગેટ પર જઈ આપી આવો, કે તરતજ જમાદાર, સિપાઇને મોકલી, ડ્રાઇવરને ગેટપર બોલાવી લેશે.

બાણીતરફ, જમાદારના ડ્રેસમાં આવેલા ગૈરકને પાચ મિનીટ

સુધી રાહ જોવડાવી, સ્મિથ, વેસ્ટનના ડ્રેસમાંથી ઉઠી આવેલી વેસ્ટ-નની માફક ડ્રોઈંગરૂમમાં આવ્યો, સ્મિથે આવતાની સાથે કોમળસ્વરે પૂછ્યું, " શું ત્હમે મ્હને મળવા આવ્યા છો ? "

" હા ! ત્હમને હમણાં મિસ્ટર બ્લેઇક બોલાવે છે, કારણ કે ત્યાંથી બારોબાર એલનડીનના છુટકારા માટે નામદાર જજ પાસે જવાના છે. સાથે ગૈરકનો એકરાર પત્ર પણ લઇ લેશો, "

" ઠીક, ઉભા રહો, હું એકરારપત્ર લઇ આવુ. "

બે મિનીટ પસાર કરી સ્મિથ, ગૈરકની પાસે પાછો આવ્યો, ને કહ્યું, " ચાલો હું આવવાને તૈયાર છું. "

ઝાંખા પ્રકાશમાં, ભૂલાવો ખાઇ, જમાદાર વેશી ગૈરક, વેસ્ટનના સ્વાંગમા સજ્જીત થએલા સ્મિથને લઇ બ્હાર આવ્યો, બ્હાર આવતાં માલમ પડ્યું કે ડ્રાઇવર પહેલાની માફકજ પોતાની જગામાં બેઠો છે. બંન્નેજણાએ મોટરમાં સ્થાન લીધું. તરતજ મોટરે પૂર્ણવેગથી દોડવુ શરૂ કર્યું.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## કેદીની કરામત.

જ્યારે બ્લેઇક ગૈરકને " બોકસ રોડ સ્ટ્રીટ"ની ગેટપરના જેલ ખાનામાં સોંપી ઘેર ગયો, ત્યાર બાદ જમાદાર એડવર્ડે જાતેજ પ્હેરો ભરવો શરૂ કર્યો. ગૈરકની ચાલાકીથી જમાદાર સંપૂર્ણ વાકેફ હતો.

કોટડીમાં પૂરાયલા, ગૈરકે એકવાર સળીયામાંથી બ્હારના વાતાવરણનું તિક્ષ્ણ દ્રષ્ટિએ અવલોકન કર્યું, બાદ પોતાની કોટડીનું અવલોકન કર્યું

કોટડીમાં એક ખાટલો તથા સ્ટુલ હતાં, કોટડીમાં પૂરાયા બાદ ગૈરક એક કલાક સુધી શાંત બેસી રહ્યો. ત્યારબાદ ત્હેણે બારણાને એકદમ જોરથી લાત મારી, બારણું "ગુર્ર ગુર્ર" અવાજ કરવા લાગ્યું. જમાદાર મોડીરાત વીતી જવાથી ઝોકા ખાતો હતો, ઉપરોકત અવાજથી ત્હેની નિંદ્રામા ભંગ પડયો. તે એકદમ ગર્જી ઉઠયો, " કેમ શું કરી રહ્યો છે ? "

" ભાઇ ! મ્હારા પેટમાં દૂ:ખે છે, મ્હને ચક્કર આવે છે. " ગૈરકે ઢોંગ શરૂ કર્યો.

" ચુપ ! એ ત્હારી બદમાશી છે " જમાદારે ખીજવાઇને કહ્યું.

" અરરરર... ગૈરકે ઢોંગ કર્યો.

" ઠીક, ઉભો રહે હું અંદર આવી તપાસ કરૂં છું. ' જમાદારે બારણું ઉઘાડ્યું. ગૈરકે તક સાંધી, એકદમ જમાદારનુ ગળું દાબી દીધું. જમાદાર બેહોશ થઇ ભોંય ભેગો થઇ ગયો. ગૈરકે આગળ પાછળ જોયા વગરજ ત્યાંથી છ પાંચ ગણુવા માડયા. કંપાઉંડના નાકાપર ઇનસ્પેકટર આંટા મારતો હતો, ગૈરકે ધીમેથી પાસે જઇ ત્હેને એક કકડાવીને ઠોસો માર્યો, ઇન્સપેકટર બેભાન થઇ ગયો. ગૈરકે સમયસુચકતા વાપરી પોતાનો પોશાક ઉતારી ઇન્સ્પેકટરનો પહેરી લીધો. તે ત્યાંથી સીધો મોટરના ગેરેજમાં ગયો. સરકારી મોટર સ્ટાર્ટ કરી, લંડનના મ્હોલ્લા તરફ દોડાવી ગયો.

ગૈરકે વિચાર્યું કેસૌથી પહેલાં મ્હારે એકરાર પત્ર મેળવવો જોઇએ તેથી તે સીધો વેસ્ટનના મકાને ગયો. રસ્તે જતાં તેના એક સાથીદારને ડ્રાઇવર તરીકે બેસાડી; પોતે. પોલિસ ઇન્સપેકટરના ડ્રેસમાં વેસ્ટનના મકાને આવ્યો.

**વાંચકો** ! ત્યારબાદ શું થયું, તે ત્હમે સારી રીતે જાણો છો.

**અસ્તુ**, ગૈરક, વેસ્ટનના વેશમાં સજ્જીત થએલા સ્મિથને લઇ પોતાના અખાડા તરફ મોટર ચલાવી, ડ્રાઇવરના વેશમાં સજ્જીત થએલા બ્લેઇકે, ગૈરકના કહ્યા પ્રમાણે મોટર હાંકયા કરી, ઘણો વખત રસ્તો પસાર કર્યા પછી, સ્મિથે મૃદુસ્વરે પૂછયું "મિસ્ટર ઇન્સિપેકટર ! ગેટ કેમ હજુ નહિ આવી ? "

**આ** સમયે સાંજના પાંચ વાગ્યા હતા, સર્વ માણસો પોતપોતાનુ કામ કર્યા જતા હતાં

**ગૈરકે** હસતાં હસતા જવાબ દીધો, " જરા ધ્યાન દઇ સાંભળો મિસ વેસ્ટન ! હું કાંઇ ઇન્સ્પેકટર નથી, પરંતુ ત્હમારા પર આસકત થએલો **હેન્રી ગૈરક** છું. ત્હમારી સાથે લગ્ન કરવા, ત્હમને મ્હારે ઘેર લઇ જઇ રહયો છું.

**સ્મિથે** ક્ષીણ સ્વરે કહ્યું, " હેન્રી ગૈરક ? અરરરર...અરરરર દગો...દગો "

" હા, હુંજ **હેન્રી ગૈરક** મોટર ડ્રાઇવર પણ મ્હારો સાથીદાર છે. સેકસ્ટન બ્લેઇક સમજતો હશે કે મ્હારી બરોબર કોઇ નથી પણ તે હજુ મ્હારી **કરામત**ને ઓળખતો નથી. હવે એને મ્હારી **કરામત**ની ખબર પડશે. જુઓ, મિસ વેસ્ટન, મ્હેં ત્હમારી સાથે પરણવાનો સંકલ્પ કર્યો છે, અને આ સંસારમા મ્હારો સંકલ્પ તોડાવે એવો કોઇ પણ માણુસ નથી. "

" **પરંતુ** ઘેર તો ત્હમે મ્હને કહ્યું કે હું બ્લેઇકના તરફથી આવ્યો છું ...પણ..." સ્મિથે બેભાન થઇ જવાનો ઢોંગ કર્યો.

"વેસ્ટન ! ઠીક થઇ બેસો." સ્મિથે કશો પણ પ્રત્યુત્તર નહિ આપ્યો. ગૈરક ગભરાયો; "ડિક! ડિક! છોકરી બેહોશ થઇ ગઇ લાગેછે.

ગૈરકે બંન્ને હાથોથી સ્મિથને ઉપાડયો. સમય સાંધી સ્મિથે બંન્ને હાથ ગૈરકના ગળામાં ભેરવી દીધાં. આ સાથે મોટર પણ ઉભી રહી ગઇ. ગૈરકે રૂંધાઇ ગએલા સ્વરે કહ્યું, "ડિક ! આમ કેમ, મોટર કેમ ઉભી રહી."

બ્લેઇકે એકદમ સ્ફુરતીથી રિવોલ્વર કાઢી, ગૈરકના સ્હામે તાંકી કહ્યું. "કેમ ? શયતાન, કોની કરામત જબરી ?"

"શું તું ડિકનથી ? કોણ છે ?"

"ત્હારો કાળ–સેકસ્ટન બ્લેઇક."

"કોણ બ્લેઇક !!! "ડિક, ક્યાં ગયો ?"

"ડિક તો, જેલની હવા ખાવા. અને આપ સાહેબ પણ ત્યાંજ જશો. આ ત્હમારી સાથે વેસ્ટન નથી, પણ મ્હારો જોડીદાર સ્મિથ છે."

"ઓહ ! દગો !"

"ના ! દગો નહિ પણ સગો."

ગૈરક હતાશ થઇ ગયો. ત્હેનું સર્વાંગ પરસિનાથી ભીંજાઇ ગયું.

બ્લેઇકે હસતાં હસતાં કહ્યું, "સ્મિથ ! ત્હમારા પ્રિયતમના હાથમાં સાંકળાં પહેરાવો."

સ્મિથે તરતજ ગરકના હાથોમાં કડીઓ પહેરાવી દીધી.

"બ્લેઇક ! મ્હારે કબુલ કરવું જોઇએ કે તું એક બહાદૂર જાસુસ છે. તારી મરજીમાં આવે તેમ કર. ત્હારી ચાલાકી સારુ હું ત્હને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું." ગૈરકે કપાળપરનો પરસિનો લુછતાં કહ્યું.

"હું આજે ઘણોજ ખુશ થયો છું કે, આખરે મ્હારૂં પ્રધાનપણું સ્વીકાર્યું."

"તું જાસુસોનો રાજા—નહિ જાસુસોનો સમ્રાટ છે."

"બસ ! ગૈરક, હવે પ્રસંશાની જરૂર નથી." બ્લેઇકે કાતર સ્વરે કહ્યું.

"હવે તું મ્હને ક્યાં લઇ જવા માંગે છે ?"

"લંડનના પ્રખ્યાત સ્કોટલંડ યાર્ડમાં."

"અહા ! હવે મ્હને શું કામ ત્યાં લઇ જાય છે !" ગૈરકે હતાશ થઇ કહ્યું.

"ત્યાં ત્હારા પર કામ ચલાવી, ત્હને ફાંસીની સજા કરાવી, સારા યૂરોપના બદમાશોને ત્હારો દાખલો આપી, ચેતાવીશ" બ્લેઇકે મગરૂરતાથી કહ્યું.

"લાખો નિરાશામાં એક અમર આશા છુપાઇ છે." ગૈરકે હિમ્મતથી કહ્યું.

"શું ત્હને ખબર નથી કે ખુનનો બદલો ફાંસીથીજ મળે છે !"

ગૈરકે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ.

બ્લેઇકે સ્મિથને કહ્યું, "સ્મિથ ! સ્ત્રીના વેશમાં તું શોભતો નથી. માટે તે ઉતારી નાખ," તરતજ સ્મિથે કપડા કાઢી નાંખ્યા. અંદર ત્હેણે પુરૂષનો પોષાક પહેર્યો હતો, એટલે તરતજ આપણો સ્મિથ, પહેલાના જેવો થઇ ગયો.

"ચાલો, હવે આને મોટરમાં બેસાડી સ્કોટલન્ડ યાર્ડમાં લઇ જઇએ."

બ્લેઇક, ગૈરકને મોટરમાં બેસાડી, પોતે ત્હેની પાસે બેઠો. સ્મિથે, પૂર્ણ વેગથી મોટર દોડાવી મુકી.

ગૈરક, થોડીવાર સુધી શાંતિથી બેસી રહ્યો. તે બોલ્યો, "મિસ્ટર બ્લેઇક ! મ્હને મ્હેરબાની કરી એક સિગારેટ આપશો." બ્લેઇક પોતાના સિગાર કેસમાંથી સિગારેટ આપી. સિગારેટ મ્હોંમાં મુકતી વખતે, ગૈરકે પોતાની આંગળી વચ્ચે દબાવી રાખેલી, એક ન્હાની ગોળી મ્હોંમાં મુકી દીધી. બ્લેઇકે જોયું, તે એકદમ ગર્જી ઉઠયો, "બદમાશ! શું ખાધુ ?"

"કંઇ નહિ ! દોસ્ત મ્હને ફાંસીને માંચડે લટકાવું નથી, માટે પહેલેથીજ ઇશ્વરના દરબારમાં જતો રહું છું.

આટલું બોલતાં ગરક બેહોશ થઇ ગયો. બ્લેઇકે ધાર્યું કે ગૈરકે ઝેર ખાધું છે. તરતજ ત્હેણે સ્મિથને સંપૂર્ણ વેગે મોટર દોડાવવા કહ્યું સ્મિથે પૂર્ણ વેગથી મોટર દોડાવી મુકી. થોડીવારમાં તેઓ એક હોંશિયાર ડોકટરના દવાખાના આગળ આવી પહોંચ્યા. બ્લેઇકે મોટર ઉભી રખાવી. દવાખાનામાં જઇ બ્લેઇકે ડોકટરને નીચે બોલાવ્યો. ડોકટર દવાખાનામાંથી નીચે આવ્યો. બ્લેઇક, સ્મિથ, તથા ડોકટરે મળી, ગૈરકને ઉંચકી દવાખાનામાં લઇ ગયા.

ડોકટરે, ગૈરકને તપાસી કહ્યું કે, " રોગીએ વિષ ખાધું છે. ત્હેની અસર થવા માંડી છે."

" ડોકટર ! ગમે તે પ્રકારે ઝેર ઉતારો રોગી એક મહાન ખુની છે.'

" તો, ત્હમારે અહિંયા રહેવું પડશે. હું જોખમદારી નહિં લઉં." ડોકટરે રોકડું પરખાવ્યું. ડોકટર તથા બ્લેઇકે મળી, ગૈરકને પાછલી બાજુ ખાટલા પર સુવાડયો. ડોકટર, ગૈરકની ચિકિત્સામાં પ્રવૃત્ત થયો. આણીબાજુ બ્લેઇક સ્મિથની સાથે વાતો કરતો નીચે આવ્યો. બન્ને મોટર આગળ આવ્યા. થોડીવાર સુધી વાતો કરી શું વાતો કરી, તે

અમને ખબર નથી. બ્લેઇક સ્મિથને મોટરમાં વિદાય કર્યો. પાછો ઉપર આવ્યો. આવતાંની સાથે જોયું તો ગૈરકનો પત્તોજ ન મળે. પલંગની પાસે ડોકટર બેહોશ થઇ પડયો છે. રૂમનું પાછલું બારણું બેફાક ઉઘાડું જણાયું.

આ ઉપરથી બ્લેઇકે અનુમાન કર્યું કે બદમાશ ગૈરક ડોકટરને મારી, પાછલા બારણે ન્હાસી ગયો છે.

બ્લેઇકે ક્ષણની પણ વાર લગાડયા વગર, ગૈરકનો પિછો લીધો. બાગમાં આવતાં ત્હેણે જોયું કે ગૈરક બાગની દિવાલપર ઉભો હતો. બ્લેઇકે ધાર્યું કે કુદકો મારશે, એટલે તે એકદમ દિવાલની બીજી બાજુ પર ગયો. બ્હાર પ્હોંચતા ત્હેને વાર નહિ લાગી. બ્લેઇકે બહાર આવી જોયું તો, ગૈરકનું નામ નિશાન પણ જણાયું નહિ. તે હિમ્મત નહિ હાર્યો. તરતજ પાસે આવેલી ન્હાની ગલીમાં દોડયો. થોડું દોડતાં, બ્લેઇકને માલમ પડયું કે ગૈરક પૂર્ણ વેગથી દોડી રહ્યો છે. આંગળ ગૈરક અને પાછળ બ્લેઇક એમ બન્ને જણા ઘણીવાર સુધી દોડયા. ઘણી સ્ટ્રીન તથા રોડો પસાર કર્યા, પણ બ્લેઇક, ગૈરકને પકડી નહિ શકયો. દોડતાં દોડતા તેઓ એક મેદાનમાં આવી પ્હોંચ્યા. આ વખતે ગૈરક, બ્લેઇકથી પચાસ હાથ દુર હતો. બ્લેઇકે બે વાર રિવોલ્વરના બાર કર્યા, પણ તે ખાલી ગયા. આખરે કંટાળી બ્લેઇકે રિવોલ્વર પોકેટમાં મુકી દીધી બન્ને ખુબ જોરથી દોડવા લાગ્યા.

લગભગ કલાક એક દોડતાં દોડતાં બન્ને જણા "ટેમ્સ નદીના કિનારા આંગળ આવી પહોંચ્યા. બ્લેઇકે ધાર્યું કે "હવે તે કયાં દોડશે નકકી હું એને પકડી પાડીશ" પણ અફસોસ! બ્લેઇકની આશા પૂરી નહિ થઇ; ગૈરકે કિનારે કિનારે દોડવા માંડયું. બ્લેઇકે

પણ હિમ્મત હાર્યા વગર હેની પૂઠ પકડી દોડતાં દોડતાં ગૅરકની નજરે એક ન્હાની હોડી દેખાઇ. એક ક્ષણની પણ વાર લગાડયા, વગર, ગૅરકે હોડીને ધક્કો મારી નદીના પ્રવાહમાં હડસેલી, પોતે અંદર ચઢી બેઠો. બ્લેઇકે જરા પણ વિચાર કર્યા વગર, પાણીમાં ઝંપલાવ્યું થોડીવારમાં તે ગૅરકની હોડી આગળ આવી પહોંચ્યો. પિશાચ ગૅરકે બચવાને, શસ્ત્રહિન બ્લેઇકને લાકડાના હલ્લેસાંથી પ્રહાર કર્યો. બ્લેઇકે ડુબકી મારી, પ્રહાર ચૂકાવ્યો. થોડીવાર સુધી બ્લેઇકે આમ તેમ બાથોડીયા માર્યા કર્યા. અચાનક હેણે ગૅરકની હોડીને પાછળથી પકડી, પોતાનું સર્વ જોર લગાડી, ઉંધી વાળી દીધી ગૅરકે પણ પાણીમાં તરવું શરૂ કર્યું. ટેમ્સના અગાધ જળમાં બન્ને જણાની જલ કુસ્તી શરુ થઈ. અડધો કલાક સુધી બન્નેમાંથી કોઇ હાર્યું નહિ. આખરે મરવાના નિશ્ચયે, ગૅરકે બ્લેઇકના પગો પકડી, ડુબકી મારી ચાલી ગયેલો બ્લેઇક, ગૅરકની જોડે નીચે ગયો.

બ્લેઇકે સમય સુચકતા વાપરી, પોતાનું બળ અજમાવી પાણીમાંજ એક મુક્કી, ગૅરકને જડી દીધી. મુક્કીનો સ્વાદ ચાખતાં ને વારજ ગૅરકે હેના પગો છોડી દીધા. બ્લેઇક એકવાર ફરી પાછો પાણીની સપાટી પર આવ્યો. તે થાકીને લોથપોથ થઇ ગયો હતો. હેણે શ્વાસ ઘુંટવા માંડયો. બ્લેઇકે વિચાર કર્યો કે ગમે તે પ્રકારે ગૅરકને પકડવો જોઇએ. હેણે તરતજ, ગૅરકનો પીછો પકડયો. પાછી મલકુસ્તી શરૂ થઇ. થાકેલા બ્લેઇકે, ડુબતા ગૅરકને કોટમાંથી પકડયો. બ્લેઇક ગૅરકના શરીરને પકડી તરવા લાગ્યો, પણ થાકી ગયો હોવાથી, તે જળના પ્રવાહ સાથે ધસડાવા લાગ્યો.

એટલામાં સ્હામેથી માણસોની ભરેલી, એક બોટ બ્લેઇકની નજરે પડી તે એકદમ અચેત થઇ ગયો. હેના મ્હોમાં ટેમ્સનું પાણી ભરાવા લાગ્યું.

# પ્રકરણ ૧૨ મું.

## સાપ સપડાયો.

લંડનનો પ્રખ્યાત ડિટેકટીવ અત્યારે પોતાના મકાનમા સુઇ રહ્યો છે. એના કપાળપર સફેદ પાટો બાંધેલો છે, માથા આગળ ખુરસીમાં સ્મિથ આંખો ડાળી રડતો હતો.

સ્મિથને રડતો જોઇ બ્લેઇકે ત્હેના મ્હોં સ્હામું જોઇ કહ્યું,"સ્મિથ! તું કેમ રડે છે? શું છે?"

બ્લેઇકનો સવાલ સાંભળી, ગદગદીત કંઠે સ્મિથે કહ્યું, "હમણાંજ ડોકટર આવી ગયા. ત્હેમણે કહ્યું કે, તહમારા માંથામાં ઘણોજ સજ્જડ ઘા થયો છે. કદાચીત તે નહિ મટે."

"હા! એમાં શું કામ રડે છે. મોત સર્વને સારૂં નિર્માણ છે. વહેલુ કે મોડું મરણથી બ્હીવું એ શું કામનું. ચાલ ખેર! જે થવાનુ હશે તે થશે. મ્હને એટલું યાદ છે કે મ્હેં ટેમ્સના જળમાં ગૈરકને પકડયો, પછી શું થયું તે તું મ્હને કહે."

"સાંભળો તહમે મ્હને દવાખાનેથી વિદાય કર્યો. હું મોટર ઘણીજ ધીમે હાંકતો હતો. થોડે દુર નહિ ગયો હોઇશ, એટલામાં મ્હારે કાને પિસ્તોલનો ફુટવાનો અવાજ આવ્યો. તત્કાળ હું પાછો ફર્યો. દવાખાનામાં આવી જોયું તો ડોકટર સાહેબ બેહોશ પડયા હતા. ત્હેનું સર્વાંગ શિતલ થઇ ગયું હતું. મ્હેં ત્હેની પાસેથી જાણ્યૂં કે ગૈરકે ત્હેને એકદમ મુકકો માર્યો, અને નાસી ગયો. હું એકદમ "રિચમંડ"ની

જેટના ઇન્સપેક્ટર પાસે જવા મોટર દોડાવી, રસ્તે મને મિસ્ટર બેટ્રમનો સેક્રેટરી મળ્યો. ત્હેણે મ્હને કહયું કે ગૈરક પકડાયો છે, ને ત્હેને સ્કોટલંડ યાર્ડમાં મોકલી દીધો છે. સેક્રેટરીએ વિશેષમાં કહ્યું કે ત્હમને સરકોલિનના મકાને લઇ જવામાં આવ્યા છે. મ્હેં એકદમ મ્હારી મોટર સરકોલિનના મકાન તરફથી લીધી. ત્યાં આવતાં માલમ પડયુ કે ત્હમારી સ્થિતી ઘણીજ ગંભીર છે. ત્હમારા કપાળમાં ઘા થયો છે. મ્હને મીસ્ટર જોનસને કહ્યું કે તેઓ ત્હમારી તપાસમાં ગયા હતા. તપાસ કરતાં માલમ પડયું કે ત્હમે ગૈરકને પકડયો, પણ કમ નસિબે ન્હાસી છુટયો છે. જોન્સન તથા ઇન્સ્પેક્ટર અને એક ડઝન સિપાઇની ફોજ ટેમ્સ નદીના કિનારે ગૈરકની તપાસાર્થે આવી. તપાસ કરતાં જણાયું કે એક બોટનો પત્તો નથી. ઇન્સ્પેક્ટર તથા જોનસન અને સિપાઇઓ એક મ્હોટી "પાર્ક"માં બેસી નદીમાં તપાસે નીકળ્યા. ઘણીવાર તપાસ કરી પરંતુ નિરાશ થઇ પાછા ફરતા હતાં, અચાનક ત્હેમને તથા ગૈરકને મારામારી કરતાં જોયાં. તેઓએ પાસે આવી ગૈરક તથા ત્હમને ઉપાડી લીધા,

ત્હમને સખ્ત ઇજા થયેલી હોવાથી મિસ વેરટને પોતાની મોટરમાં ત્હમને સર કોલિનના મકાને લઈ ગયાં, અને પિશાચ ચોકટનો એક્કો સ્કોટલંડ યાર્ડમાં ગયો.

'હા! બદમાશે ત્યારે વિષ ન્હોતું ખાધું પણ ઢોંગ કર્યો હતો. એમ નક્કી કેની ?"

"હા ! ગૈરકે વિષ ન્હોતું ખાધું પરંતુ ત્હેણે ૧"લોજેઝીંસ" ખાધું હતું."

---

૧ વિષના જેવી બ્હારથી અસર કરે એવો પદાર્થ.

"હા ! આખરે મ્હારી મ્હેનત સફળ થઇ. હવે હું નિરાતે ઉંઘીશ, અને **ચોકટનો એકકો** ફાંસીને માચડે લટકશે.

**સેકસ્ટન** બ્લેઇ, ડોકટરોની સારવારને લીધે થોડા દિવસમાં હતો. તેવો થઇ ગયો.

**બે** ત્રણ દિવસ પછી લંડનની હાઇકોર્ટમા હેન્રીગેરક ઉર્ફે **ચોકટના એકકાનો** કેસ ચાલ્યો. આખું લંડન સાંભળવા ઉલટી પડયું. આખરે કમનસિબ **એકકાના** પર સર કોલિનના ખુનનો અપરાધ સિધ્ધ થયો. એટલુંજ નહિ પરંતુ બીજા દસ ખુન તથા અગણીત ન્હાના ગુન્હાઓ સાબીત થયા. નામદાર જજે ત્હેને ફાંસીની સજા કરી. "ઇરર્ટનકરીન" ના આસીસ્ટંટ કેપ્ટન એલનડીને માન ભેર છોડી મુકવામાં આવ્યો.

**એક** મહિના બાદ એલનડીન તથા મિસમેરિયનનાં લગ્ન થયાં. લગ્નમાં બ્લેઇક, સ્મિથ, બેઢ્રમ ઇત્યાદી હાજર હતાં

**એલનડીને** સ્ટીમરની નોકરી છોડી, વડિલોપાર્જીત મિલ્કતો હતી, તેની શું વ્યવસ્થા કરી, તેની પરજ પોતાતો ગૃહસ્થા શ્રમ ચલાવવો શરૂ કર્યો.

**ચોકટનો એકકો ઉર્ફે હેન્રીગેરકને** પકડવામાં અસાધારણ વીરત્વ બતલાવનાર તરીકે **સેકસ્ટન** બ્લેઇકને નાઇટ બનાવવામાં આવ્યો.




સુરત લીમડાચોકમાં આવેલા **શ્રી "હરિ-હર" પ્રીં૰ પ્રેસમાં**
**હરીલાલ મગનલાલે જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ** માટે છાપી.

# સંગ્રહ કરવા લાયક પુસ્તકો.

**સુરતીલાલ**—સટ્ટાના બુરા ફંદમાં પાયમાલ થતા એક ધનીક શેઠીયાનું વૃત્તાંત. ઇશ્કબાજીમાં અંધ બની કરેલી પૈસાની પાયમાલી. વફાદાર મીત્રની મીત્રતા. ૧૬ ચીત્રો પાકું સોનેરી પુઠું છતાં કીં. ૧–૮–૦

**રણજીત–કુસુમ**—અંધ પ્રેમની માયાનો આદર્શ દર્શાવતું નિર્દોષ પુસ્તક જરૂર ખરીદો. પાકુ પુઠું **કીંમત રૂ. ૨–૦–૦**

**જગદેવ**—સ્વામી ભકત વીર–નર જગદેવના સાહસિક પરાક્રમથી ભરપુર ઇતીહાસિક નોવેલ કીમત ફકત **પાચ આના.**

**દુર્ગાદાસ**—બાહુબળી મેવાડી વીરનો અપુર્વ સ્વાર્થ ત્યાગ અને સ્વામી સેવાના આકર્ષક પ્રસગથી ભરપુર કીંમત **પાંચ આના.**

**છપાય છે!** **છપાય છે!!** **છપાય છે!!!**

# નિર્દોષ ખુન

અથવા

## અબળાનો આત્મત્યાગ.

ગરીબ છતાં સંતોષી જીંદગીમાં રાજ્ય વૈભવ માનનાર એક નિર્દોષનું ખુન–રાજ્ય મદમા અંધ બની ક્ષણીક ક્રોધથી સારાસારનો વિચાર ત્યાગી, હત્યા કરનાર રાજકુમારનો ન્યાય. રાજાનો રાજ્યધર્મ, અને ગરિબ વિધવાનો અપુર્વ આત્મત્યાગ. વાંચો આજેજ ઓર્ડર આપો. કીમત ફક્ત **છ આના.**

લખો :—

**ગુજરાતી સાહિત્ય મંદીર સલાબતપુરા,–સુરત.**

ફક્ત આ ટાઇટલ પેજ શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યુ.

